પ્રયોગમાળા: મણકો ત્રીજો

# અંબાલાલભાઈ:

## એમનો વિચારમિનાર, એમના આશયો મન્તવ્યો અને વ્યવસાયો.

આ ચોપડી અમદાવાદ આદિત્ય
મુદ્રણાલયમાં રા. રા. ગજાનન વિશ્વનાથ
પાઠકે કર્તા માટે છાપી તથા કર્તા
માટે તે જ સ્થળે પ્રસિદ્ધ કરી.

## અંબાલાલભાઈ:

# એમનો વિચારમિનાર એમના આશયો મન્તવ્યો અને વ્યવસાયો

સત્ય શીલ અને હિન્દુસ્તાન
સાચવતા ઋષિ માર્કન્ડેય
જેટલા દીર્ઘાયુષી થાવ.

—અંબાલાલ.

કર્તા:
બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર

ઈ. સ. ૧૯૨૮ પ્રત હજાર

| Langour is not in your heart, | ( ગુલબંકી ) |
|---|---|
| Weakness not in your word, | શૈત્ય કેવું હોય આપ ઉરમાં, |
| Weariness not on your brow. | શિથિલતા કયહાંયિ આપ વાણીમાં. |
| —M. Arnold, | ઝાંખથાક ક્યાંથી આપ ચક્ષુમાં. |

## નિ વે દ ન.

ઇ. સ. ૧૯૨૦ ના અસાધારણ સંજોગોમાં અસહકારની પ્રથમ દર્શને માત્ર રાજકીય ભાવનાએ ગુજરાતી પ્રજાના મોટા ભાગનું દિલ જીતી લીધું, અમદાવાદ જેવી કઠણ વ્યવહારુ નગરીને પણ ઊર્મિલ બનાવી દીધી, અને લાગણીઓથી જૂદી તથા વધારે ઊંચી તેમ લાગણીઓને ઠામ રાખવાને માટે પ્રયોજવાની વિચારશક્તિઓને વિહ્વલ બનાવી મુકી, ત્યારથી એ લાગણીપ્રોધના ધસારા પ્હેલાંના આપણા જ બનાવો અને આપણા જ માણસોને પણ આપણે વિસ્મૃતિના કોણ જાણે કયા અન્ધારકુવામાં હસેટી દીધા છે. પરંતુ ઇતિહાસ સાફ કહે છે કે પ્રજામાનસની આવી હાલત કોઇ પણ દેશકાલમાં વર્ષો ને વર્ષો ટકતી નથી. કાળે કરીને પ્રજાની સાદી સમજ પાછી જાગે છે, મન પાછી વિચારશકિતઓની આમન્યામાં આવે છે જ, અને પરિસ્થિતિ તથા તેના પૂર્વરંગને બને તેટલા જાણવા ઊકેલવાની પોતાની ફરજ તે નવેસર સ્વીકારવા માંડે છે. આવો સમય હવે દૂર નથી, અમે તે આવી લાગતાં (દા. ત.) રા. રા. વલ્લભભાઇ અને વિઠ્ઠલભાઇ પટેલ વધારે મોટા કે અંબાલાલભાઇ,એ જાતના સવાલો ૧૯૨૦-૨૫ના યુવકોને વ્યર્થ લાગતા હવા તેથી ઉલટા જ અર્થમાં સૌને વ્યર્થ લાગશે, અને ત્યારે કદાચ અંબાલાલભાઇની ચારિત્રરેખાઓનું આ મૂર્ત નિરૂપણ, એમના વ્યક્તિત્વની પ્રભા આમાં જેવી તેવી યે ઝીલાઇ હશે તો, જિજ્ઞાસુઓને થોડુંઘણું પણ આકર્ષી શકશે.

અને આધુનિક વાતાવરણથી અલગ થઇને જરા જોઇશું, તોતો શીલ એટલે શું, શીલમાં શ્રદ્ધા કેવી હોય, ઇત્યાદિ અતિમહત્વના

પ્રશ્નો ઉપર શાબ્દિક જ નહીં પણ ચારિત્રસંગઠનમાં કાર્યસાધક બને એવો પ્રકાશ ચોતરફ ફેલાવવાની ચાલુ એકસરખી અગત્ય જોઇ શકીશું, અને વળી માની શકીશું કે એ મહત્કાર્યમાં વિદેશી તેમ જૂના સમયના ઉત્તમોત્તમ દષ્ટાન્તોને પડખે પણ આપણા જ દેશકાલના સારા દષ્ટાન્ત આપણે માટે વધારે સજીવન સાધન નીવડે એ જ કુદરતી છે. આવા શીલનિકષે મોટા ન્હાના માનવકણોના વિચારવ્યવસાયોની રેખાઓ આછી ઊંડી ઉપડે, તે વિલોકી રહેતાં, તેમાં ઇ. સ. ૧૮૪૪ થી ૧૯૧૪ સુધીના સમયના અંબાલાલભાઇની રેખા સામાન્ય આંખ અંજાઇ જાય એવી ઝળહળે છે.

*** આખી પ્રયોગમાલાના નિવેદન અને અર્પણ માટે જુવો મણકો ૧ લો–' યુનાઇટેડ સ્ટેટ્સ, એક ઐતિહાસિક દષ્ટિપાત.'

આ નિબન્ધ રા. રા. ભાઈ વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોરના "દિ. બ. અંબાલાલ સાકરલાલ દેસાઈના ભાષણો અને લેખો" એ સંગ્રહમાં પ્રવેશક લેખે ઇ. સ. ૧૯૧૮માં પ્રથમ પ્રકટ થયો હતો. એ સંગ્રહની બીજી આવૃત્તિ ઇ. સ. ૧૯૨૨માં થઇ હતી. અહીં છૂટો છાપતાં વિષયને લગતાં થોડાં વિશેષ સાધનો પાછળથી મળેલાં તે ઉપરથી કંઈક વધાર્યું છે, બાકી તો લખાણ વધારે સ્હેલાઈથી સમજાય એટલા માટે જ કંઇક ફેરફાર કર્યાં છે. હવેથી નિબન્ધના આ રૂપને જ કાયમી ગણવું. આ મણકાનું મૂલ્યઃ રૂા. ૧–૦–૦



અંબાલાલભાઇ

# અ ર્પ ણ

પ્રિય ભાઇ વૈ૦

સગાં ભાઇબ્હેન, વડીલો, અને ફરઝંદો કરતાં જીવનયાત્રા દરમિયાન આવી મળનાર ગુરુઓ, મિત્રો, સાથીઓ, શિષ્યો, સ્નિગ્ધજનો, આદર, ક્ષમા, અંગત લાગણી અને બીજા સાત્ત્વિકરાજસી ગુણો અને ભાવોમાં વિશેષ પણ નીવડે, એવો ઘણાને અનુભવ છે. વળી આ ચારિત્રનિરૂપણ તો ત્હમે લખાવ્યું, ત્હમારા આગ્રહથી અમુક સમયે અમુક ઝડપે રચાયું તેથી કરીને જ આવું આલેખાયું, અને ત્હમારા સંગ્રહમાં પ્રકટ થઇ પ્રસિદ્ધિ પામ્યું. એટલે એનું આ કાયમી રૂપ ત્હમને અર્પણ થાય, અને આ રીતે ત્હમને અત્યન્ત અપ્રિય જાહેર પ્રસિદ્ધિમાં ત્હમે એક ક્ષણ ખેંચાવ, તે જરા સહી જશો. આને ત્હમારા જેવાને અતિમાન દેવાની ભૂલ ગણો, અથવા બીજી કોઇ રીતે મ્હારું ચાપલ ગણો, મ્હને તો એ ત્હમને ન્યાયનું અને ત્હમારા હક્કના સ્વીકારનું જ કાર્ય લાગે છેઃ જે બજાવતાં આનન્દતો ત્હમને પણ આનન્દ દેવા જ ઇચ્છું છું.

વડોદરા, વિ. સં. ૧૯૮૪<br>રામનવમી

લિઃ<br>બલવન્તના અનેક આશીર્વાદ

# અ નુ ક્ર મ ણિ.





# અંબાલાલભાઇ:

## એમનો વિચારમિનાર, એમના આશયો મન્તવ્યો અને વ્યવસાયો.

### ૧ : પ્રાસ્તાવિક.

અંબાલાલભાઇના માનવન્ત સંક્ષેપથી જેમને એમની કારકર્દગીના છેવટના બારેક વર્ષમાં આખી ગુજરાતી આલમ ઓળખતી, તેમનાં લખાણ, વ્યાખ્યાન*, ભાષણ આદિનો

* આગળથી લખી રાખેલું શ્રોતાઓને વાંચી સંભળાવવામાં આવે, તે **વ્યાખ્યાન**; મુદ્દા, ટાંચણ, કંઇક વાકયો કે થોડાવત્તા ભાગ પણ લખેલા હોય અને ઉપયોગમાં લેવાય, પણ મોટે ભાગે તત્કાલ મોંએથી જ કરવામાં આવે, છેક પ્રાસંગિક અને ઉપલકિયાથી માંડીને ગંભીર વિચારસંકલના અને ઉચ્ચ વકતૃત્વવાળાં, તે બધાં યે **ભાષણ**. અંગ્રેજીમાં Address (ઍડ્રેસ), Lecture (લેકચર), Speech (સ્પીચ), એમ ત્રણ શબ્દો ચાલે છે. પ્રસંગભેદ અને વક્તાની પદવીભેદ પ્રમાણે કેટલાંક વ્યાખ્યાન એડ્રેસ તો કેટલાંક લેક્ચર કહેવાય છે. ખાસ હકીકત પ્રમાણે ત્રણે શબ્દોની આગળ ખપજોગું વિશેષણ પણ ઉમેરાય છે, અને આ રીતે ત્રણ જ શબ્દોવડે અનેકાનેક પ્રભેદોને પ્હોંચી વળાય છે.

આ સંગ્રહ+ જેવો થઇ શક્યો છે તેવો યે એમના અવસાન પછી આજ ચોથે વર્ષે પ્રકટ થાય છે, તે મોટે ભાગે રા. રા. ભાઇ વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોરની અસાધારણ પૂજ્યબુદ્ધિ અને ખંતનું પરિણામ છે. અંબાલાલભાઇને છેલ્લાં વર્ષોમાં ઘણા વિનંતિ કરતા હતા, કે આપનાં લખાણો કાગળો આદિની કંઇ વ્યવસ્થા કરો, ખાસ કરીને આપના લાંબા વિવિધ અનુભવમાંના યાદગાર અને કીંમતી પ્રસંગો આદિનાં સાધનો એકઠાં કરો, વિશેષ નહીં તો દિશાસૂચક નોંધ જેવું તૈયાર કરી આપો. મેં પણ આ વિશે એકથી વધારે વાર આગ્રહી-લગભગ હઠીલી-વિનંતિ કરી હતી. પરંતુ આવી માગણીઓને એઓ એક જ જાતના જવાબ દેતા.

"બ-, હું કંઇ મોટો માણસ નથી; મ્હારું તે વળી જીવનચરિત-Life and Letters-( લાઇફ્ ઍન્ડ લેટર્સ : "સપત્ર ચરિત્ર" ) હોય-હૂં! ત્હમે ધારતા હશો તેવો કલમબાજ-આ નવા ગ્રેજ્યુએટો ( graduates )માં ગુજરાતમાં ગોરધનભાઇ, નનુભાઇ ( રા. રા. નરસિંહરાવ ), કેશવલાલ નીવડ્યા છે તેવો Literary Man ( લિટરરી મેનઃ "સાક્ષર" )-પણ હું નથી. વળી મ્હારે ઘણું જીવવું છે, ઘણું ઘણું કરવું છે: કંઇ યે કરવાની તક મ્હને હમણાં જ મળી છે. વળી જુવો, એ દરેકમાં-મ્યુનિસિપાલિટીમાં,

---

+ રા. રા. વૈકુંઠલાલે "ભાષણો અને લેખો"નો પ્રકટ કરેલો સંગ્રહ, જેમાં આ નિબન્ધ પ્રવેશક લેખે પ્રથમ છપાયો હતો.

રાજકીય બાબતોમાં, આપણા દેશની આર્થીય હાલત કેમ સુધરે એ પ્રશ્નમાં–એ સર્વ કાર્યક્ષેત્રોમાં મ્હારે તો ડગલે ડગલે ઘણું જ્ઞાન મેળવવાનું છે. અને પોપટિયા કે કેવલ પુસ્તકિયા જ્ઞાન મ્હારે કોઠે જ ન જરે, એટલે પ્રત્યક્ષ જોવાનું અને અનુભવવાનું, વિચારવાનું, તુલના કરવાનું, ને પૂર્વાપર બેસાડવાનું અત્યન્ત છે. આથી કરીને દેશના ભાવિ ઉદય માટેની આ આપણી વર્તમાન જાહેર લોકસેવાની વ્યાપક હીલચાલોને લગતા વિષયોમાં મ્હને રાતદિવસ એટલો તો રસ પડે છે–હું!–કે ત્હમે માગો છો તેમ ભૂતકાલમાં નજર નાખવાને નથી ફુરસદ ને નથી વૃત્તિ."

છેવટ આમાંની એક જ બાબત–એમનાં ભાષણો–વિશે મેં વિનંતિ કરેલી: આપ એટલી તો વ્યવસ્થા રાખો કે આપ ભાષણ કરો તે તે જ દિવસે સુઇ જતા પ્હેલાં કોઇને પાછું ઊતરાવો; પ્રકટ થાય તો તે આપનું ઊતરાવેલું ભાષણ પ્રકટ થાય, નહીં તો એ આપના કાગળોમાં જળવાઇ રહે. આમાં એમણે વ્યવહારુ મુશ્કેલીઓ દેખાડી :—

(૧) જમવા, ફરવા જવા, સુઇ જવા વગેરેની મ્હારી નિયમિત ઘટમાળ–મ્હારું ટાઇમટેબલ ( time table )ન ફરે; ( ૨ ) વર્તમાનપત્રો જે અંકમાં જેટલી જગા ફાજલ પાડી શકે તેટલી લંબાઇનો જ સાર છાપે; ( ૩ ) મ્હને ઊતરાવતાં વખત લાગી જાય તો વિષય મોડો–વાસી–થઇ જાય, હું!–અને કોઇ એક લીટી યે ન છાપે;" ઇત્યાદિ.

મેં સર્વના બનતા રદિયા આપ્યા; ત્યારે પોતે એટલું પીગળેલા, કે "સૂચના છેક કહાડી નાખવા જેવી નથી; વિષય મહત્ત્વનો હોય અને ભાષણ ખાસ સારું થયું હોય, તો અમલ કરવા જેવી ય ખરી; જોઇશું."

પરંતુ એ યે કઇં બની શક્યું નહીં.+ આથી કરીને 'સંગ્રહ'માં એમના ભાષણોમાંથી ઊતારા આપ્યા છે (જે સંખ્યાબંધ છે), તે માટે પ્રજાબંધુ અને બીજાં વર્તમાનપત્રોમાં તત્કાલ આવેલા સાર માત્રથી સંતોષ માનવો પડ્યો છે. એ સર્વમાંથી જેટલું કાયમ જાળવી રાખવા જેવું અને સચોટ રીતે પ્રતિપાદન થયેલું લાગ્યું તેટલું જ 'સંગ્રહ'માં લીધું છે. અને એક ને એક વિષયની પુનરુક્તિઓ બનતાં સુધી ઓછી આવે તે માટે સંગ્રહકર્તાએ ફરીફરીને ચાળણ કર્યું છે.

સભાઓનો અહેવાલ લખી લાવવા માટે રોકવામાં આવતા આપણાં વર્તમાનપત્રોના નોકરો ઘણુંખરું પાદર સુધી જ ભણેલા હોય છે. ગુજરાતી ભાષણોનો શબ્દેશબ્દ

---

+ હાલ છે તેટલાં માસિકો એમના સમયમાં નહીં; બલ્કે એમના સમયમાં એક પણ સારું સર્વદેશી માસિક નહીં; નહીં તો બેશક રા. રા. ઇંદુલાલ યાજ્ઞિક જેવા તંત્રી એમના ભાષણોમાંથી વધુ મહત્ત્વનાં પોતાના પત્રમાં હોંસે હોંસે છાપત, અને એ પ્રમાણે આપણને ઘણો લાભ થાત. હાલ પણ કીંમતી ભાષણોમાંથી થોડાં જ માસિકોમાં છપાય છે, તે એ માસિકોના તંત્રીઓની તાજું-વાસી, નવું-જૂનું, રસિક-શુષ્ક, આદિ વિશેની ચળણી ભ્રમણાઓને આભારી છે.

બોલાતાં જ લખી લેવાની કલા આપણામાં હજી ફેલાઇ નથી. અને તોપણ આ ' સંગ્રહ 'માંના ઊતારાઓની સામાન્ય વિશ્વસનીયતા વિશે શક આણવાને કારણ નથી. અસાધારણ માનસિક શક્તિઓ, ન્હાનીમોટી દરેક બાબતમાં વિરલ આગ્રહ, અને ખાસ કરીને એમના અનન્ય ચારિત્ર બલને લીધે **અંબાલાલભાઇનું** વ્યક્તિત્વ જાજ્વલ્યમાન હતું; એમનો ભરાઉ કદાવર દેખાવ, એમના ઉત્તમાંગનું ગૌરવ, એમની આંખનું તેજ, એમના અવાજનો ધાતુઘન સૂર, સર્વ એ જાજ્વલ્યમાન વ્યક્તિત્વનાં યોગ્ય વાહન હતાં; અને એ વ્યક્તિત્વનો પ્રભાવ એમની કૃતિઓમાં તેમ એમની વાણીમાં પણ પડતો. એમની દલીલો, એમનાં અનુભવકથન, એમના યુક્તિવાદ, એમના દૃષ્ટાન્તો, એમના અલંકાર, એમની વક્રોક્તિ, એમનો ઉપહાસ, એમના પ્રહાર, એમની આજ્ઞાઓ, સર્વે શ્રોતાના મનમાં તુરત ઊપસી આવતાં, અને એમની આખી પ્રતિપાદન પદ્ધતિ સીધીદોર સળંગ ઋજુતાનો જ નમૂનો હતી. એમની પ્રતીતિઓ ઊંડી ઊતરેલી, દૃઢમૂલ, અને સ્વતંત્ર જીવન્ત તેજસ્વી વિચારસથી પોષાયેલી હતી. એટલે એમની શબ્દપસંદગી, વાક્યરચના, અને કલમબંધી, સ્વતંત્ર એમની પોતાની જ, અને વિસ્મય તથા આનન્દ ઊપજાવવાની સાથે શ્રોતાને તત્કાલ તો પોતાના વહનમાં ખેંચી લે એટલી બધી અસરકારક હતી. એમનો જ શબ્દ વાપરું તો એમની વાણીનો ' રણકો '

ઓર જ હતો. હરકોઇ શ્રોતાની સ્મૃતિમાં એમના ભાષણમાંથી સંખ્યાબંધ શબ્દો, કોઇકોઇ વાકયો, અને કેટલીક યુક્તિઓ અને અલંકૃતિઓ પણ અક્ષરશ: ચોંટી જ જતાં. એટલે વર્તમાનપત્રોને માટે અહેવાલ લખનારના કાગળ ઉપર પણ તે ઓછાંવત્તાં ટપકાઇ જતાં, અને એ નોંધ ઉપરથી જે સાર છપાતો તેમાં પણ તે પાછાં ઓછાંવત્તાં પણ અવશ્ય દેખા દેતાં.

અંબાલાલભાઇના વિચારોના સામાન્ય રૂપ વિશે કંઇક ઊંડા ઉતરિયે તો તેમાં અમુક ખાસિયત માલુમ પડે છે, જે એમના પછીના ઝમાનાના વિદ્વાનોમાં, સમગ્રે બોલતાં, ઓછી હોવાથી ખાસ ધ્યાન ખેંચે એવી છે. અંબાલાલભાઇનું જ્ઞાન વિશાલ હતું. એકવાર મેળવ્યું તે આબાદ તેવું ને તેવું સંગ્રહી રાખે, જરા ઝાંખું પડવા ન દે, સત્ત્વ લેશ જવા ન દે, રેખા પણ વ્યગ બનવા ન દે,–એવી એમની અજબ સ્મૃતિ હતી. અને પોતે આખો જન્મારો નવુંનવું ઝડપથી શીખ્યા જ જનારા ખરેખરા વિદ્યાર્થી હતા. પણ એમની સ્વતંત્ર વિવેકશક્તિ યે મૂલથી જબરી અને સતત ઉપયોગથી જ્ઞાન અનુભવ અને પાકટપણની વધતી જતી જમાવટની સાથે પોષાતી જ ગયેલી હતી. અને એમના બુદ્ધિ–હૃદય–કલ્પના–અન્ત:કરણ–ભાવના શક્તિ રૂપ આખા ચક્રનું મુખ્ય વલણ જન્મથી જ વ્યવહારુ (practical પ્રેક્ટિકલ), અનુભવગમ્ય (positive પોઝિટિવ), અને કૃતિપ્રેરક (constructive કન્સ્ટ્રક્ટિવ) જ્ઞાન તરફ વિશેષ હતું. આથી કરીને ટીકાશક્તિ (critical power

ક્રિટિકલ પાઉવર )માં, તેમ સારું જે કંઇ લાગે તે તર્ફ આકર્ષાવું તથા ગમે ત્યાં હોય ત્યાંથી તેને બનતાં સુધી અપનાવી લેવું એ મધુકરવૃત્તિ (ecclectic spirit ઇક્લેક્ટિક સ્પિરિટ )માં, અંબાલાલભાઇ એમના પછીના ઝમાનાના ઉત્તમ વિદ્વાનોથી યે ઊતરતા ન હતા; તથાપિ એ શક્તિ-વૃત્તિમાંથી જ કુદરતી રીતે પરિણમતાં દેખાય છે તે સંશયગ્રસ્તતા, કૃતિ શૈથિલ્ય, નપુંસક મતાન્તરક્ષમા કે બેપરવાઇ, અને ફિલસુફીનો અગર અગમ્યવાદનો સ્વાંગ સજીને મગજના માર્ગો અને ખંડોમાં ભટક્યા કરે છે તે આંધી,-એમાંથી એકેનો અંબાલાલ-ભાઇને છાંટો સરખો લાગવા પામ્યો ન હતો. જે સત્યો એમના મગજના દિવાનખાનામાં ખુરસીનો હક્ક પ્રાપ્ત કરતાં, તે જરઠ થઇ ગયેલી વિદ્યાના શુષ્ક ગૂંચવણિયા કોયડાઓનાં નિઃસત્ત્વ સમાધાનો ન હતાં. જે સત્યોને એ મોંઘા મિત્ર કે સમ્બન્ધી તુલ્ય ગણતા, જે સિદ્ધાન્તોના ધકેલેલા એઓ બોધપ્રચાર-પાલન-પલાવનમાં * ઉમંગભર કર્તવ્યપરાયણ રહેતા, તે વ્યવહારુ રાજવિદ્યા, સંસારવિદ્યા, અને જીવનવિદ્યાની સુસ્પષ્ટ, વિધિનિષેધયુક્ત, લાભાલાભ રૂપ દીસી આવે એવાં ફ્લોનાં ઝુમખાંથી અલંકૃત, અને સદાસર્વદા આચરવા યોગ્ય આજ્ઞાઓ જ હતીઃ-કહો કે એ એમનાં પ્રિય સત્યો એમના સુપરિચિત પીનલ કોડ ( Penal Code ) પ્રોસીજર કોડ ( Procedure Code ) આદિ કાયદાઓમાંનાં ફરમાનો

* પલાવન-બીજાઓ પાસે પળાવવું.

જેવાં હતાં. વળી સુધરેલી પ્રજાના કાયદાકગમાં જેમ પૂર્વાપર વિરોધ જણાય છે તે માત્ર આભાસ કે ભ્રમ હોય છે, કનિષ્ટ અભ્યાસકોને જ ગુંચવણમાં નાખે એવા હોય છે; ઝીણવટથી વિશાલ અનુભવથી અને પુખ્તપણે વિચારવિવેક કરી શકે તેવા સમર્થ ધારાશાસ્ત્રીઓ તમામ કાયદાની એકવાક્યતા સિદ્ધ કરી શકે છે અને અન્યોન્ય અતિવિરુદ્ધ દેખાતાં ફરમાનોને પણ એકબીજા સાથે ઘટવી શકે છે; તેમ જ અંબાલાલભાઇના વિચારો અને સિદ્ધાન્તો, એમનાં સત્યો અને એમની પ્રતીતિઓ, એકબીજાનાં વિઘાતક, કે એકબીજાથી અલગઅલગ, કે જૂદીજૂદી ઊંચીનીચી અભરાઇઓ ઉપર છૂટાછવાયાં પડેલાં ગૂંછળાં ઓળિયાં× કે થોથાંઓ જેવાં નહીં, પરંતુ અન્યોન્ય અનેકાનેક રીતે સુદૃઢ સાંકળેલાં, અને વળી એમના પ્રભાવશાલી વ્યક્તિત્વમાંથી ઊભરાતા ઉત્સાહરસના પ્રવાહથી એકસરખાં છ્વન્ત હતાં. એમના વિચારોમાં કઠણ, ગંભીર, ઊંડો, અને જ્ઞાન અનુભવ મનન અને શક્તિના પ્રમાણમાં જ ગમ્ય એવો ભાગ પણ બેશક હતો, જેનો આપણને છેક જ ઓછો લાભ મળેલો છે. એમના વિચારોના એ સૌથી મૂલ્યવાન ભાગમાંથી જે થોડોક જ અંશ એમના લખાણો અને વ્યાખ્યાનોમાં ઊતર્યો છે તેટલાથી જ આપણે મન વાળવાનું છે. એમના ભાષણોમાં પણ એવો ભાગ કોઇ કોઇ વાર આવતો; જો કે

---

× ટીપણાં જન્માક્ષર આદિના આકારનાં પુસ્તક, સળંગ કાગળ ઉપર લખેલાં અને ગોળ વાળેલાં.

વર્તમાનપત્રોમાંથી લીધેલા ઊતારાઓમાં એવું કઇ યે ક્યાંથી જ હોય ! પરંતુ શું એ ઊંડા કીંમતી ભાગમાં કે શું સરલ અને સપાટી નજીકના ભાગોમાં, અંબાલાલભાઇના વિચારોમાં નિશ્ચિતતાની કે સ્ફુટતાની ઊણપ, અતાગ ઊંડાઇ કે અગમ્યતા, કે કોઇપણ જાતની ગૂંચ કે પૂર્વાપર અસંગતિ ઝીણામાં ઝીણી દૃષ્ટિને પણ જડે એમ નથી.

## ૨ : ધર્મ

અંબાલાલભાઇના વિચારો આમ સાંકળેલા હોવાથી, એક બુદ્ધિપ્રધાન અને સમર્થ વ્યક્તિના નિરન્તર મનન વડે તેમાં અન્યોન્ય સમ્બન્ધો અને આશ્રિતાશ્રય-ભાવ ઉત્પન્ન થયેલા હોવાથી, તે યથાસ્થિત સમઝવાને માટે અન્તરમાંથી આરંભીને સપાટી ઉપરના વિષયો તરફ આવિયે એ ક્રમ વ્યાપકની સાથે સીધો ટૂંકો અને ખરી સરલતાનો નીવડશે. એટલે પ્રથમ ધર્મના ગંભીર અને ગહન વિષય તરફનું એમનું વલણ લઇયે.

**સદાચારો ધર્મ**: આ સૂત્રને પોતે બેહદ મહત્ત્વનું ગણતા. એમના ચિત્તની અનેક વૃત્તિઓનો એ દૃષ્ટિબિન્દુમાં જ સંગમ થઇ જવાનું એ પરિણામ હતું. ધર્મ અધ્યાત્મવિષય છે એટલું યે ન જાણે એવા અજ્ઞ એઓ ન હતા. પરન્તુ એક તો એમની આખી ઝોક, ઉપર કહ્યું છે તેમ, વ્યવહારુ અનુભવગમ્ય કૃતિપ્રેરક જ્ઞાન તરફ હતી. જાતે નિસના

વ્યવહારમાં ડગલે ડગલે કૃત્યો કરે લોભ, ગુમાન, અદેખાઇ, ખાર, સ્વાર્થ, હિંસા, અને અનીતિનાં; અને અદઘડી સત્સંગમાં હોય કે પાટલે બેસે ત્યારે વાતો ડ્હોળે **સોઽહમ્**નીઃ આવા માણસો પણ બુદ્ધિની જડતાને લીધે, દૃષ્ટિ અન્તર્મુખ થઇ જ ન હોય તેને લઇને, નિખાલસ હોઇ શકે, એ સમઝવું અંબાલાલભાઇ જેવાને, તેમના બુદ્ધિપ્રભાવને લીધે જ, અઘરું પડી જાય, એ કુદરતી છે. એઓ તો આવાને પાખંડી જ ગણે, અને એવા પાખંડનો તિરસ્કાર એમના મનમાં આચારશુદ્ધિની વડાઇ સંસ્થાપવામાં કારણ બને. સત્ત્વની વાતો જ કરે, તેના કરતાં પોતાના પંડના રજસ્ અને તમસ્નું નીતિશુદ્ધ આચરણોના નિયમન વડે સંશોધન કરતો જાય, તે મુકાબલે વધારે ધર્મિષ્ટ ગણાવો જોઇએ, એમાં પણ શંકા નથી. ધર્મના અધ્યાત્મ–વિષય–ત્વ ઉપર ગમે તેટલો ભાર દે તેને પણ આ સ્વીકારવું પડશે.

અંબાલાલભાઇના ચિત્તની બીજી એક વૃત્તિ ઉપલા કરતાં જૂદા જ અનુભવોમાંથી ઉદ્ભવેલી હતી. એઓ હજી ઊગતા હતા તે સમયના પાકટ રૂઢિચુસ્ત માણસોમાં કર્મકાંડના કર્મોમાં કે વેદાન્તાલાપમાં પૂરા પરન્તુ આચારવ્યવહારમાં ધર્મને નામે મોટું મીંડું એવા જોવામાં આવતા હતા, તો એ પાકટ માણસોથી ન્હાના પણ અંબાલાલભાઇથી મોટી વયના ઝમાનામાં નવી શરુ થયેલી અંગ્રેજી વિદ્યાએ વિદ્વાન અને એ સાધનથી ઓદ્દે ચ્હડેલા કે સારી સ્થિતિએ પ્હોંચેલા

માણસો હતા, જે દેશોદ્ધારક અને સુધારક હોવાનો દાવો કરતા, પરંતુ જૂનું એટલું સર્વ બસ નિન્દતા, તેને જોવા તપાસવાસમઝવાની લેશ પરવા ન કરતા, અને નિશામાં વિષયભોગમાં અને માંહ્યમાંહ્યના કલહોમાં ગરકાવ રહેતા. સ્વાતંત્ર્ય જ્યારે ઉદ્ધત નિરર્ગલ પરિણામાન્ધ બંડનું રૂપ ધારે અને સર્વનાશ કરવા નીકળે, ત્યારે ન્યાય્ય સ્વાતંત્ર્યના ખરા ભક્તોને પણ ઉગ્ર અમિશ્ર નિયમન (discipline ડિસિપ્લિન) અને અસહિષ્ણુતાનો જ દેખાય એવો પક્ષ લેવો પડે, એ કુદરતી છે. નીતિશુદ્ધ આચરણના નિયમનથી પ્રથમ જાતને જ સુધારો અને ઉદ્ધારોઃ શબ્દ અને કૃતિઓ વચ્ચેનો તફાવત બાલક પણ પકડી પાડે છે; અને એ તફાવત વા વિરોધ મોટો, તે પ્રમાણમાં શાબ્દ બોધ અને ચારિત્રહીન પંડિતાઇ હાંસીપાત્ર જ થવાનાં. ×

અંબાલાલભાઇનું બીજું અતિપ્રિય સૂત્ર **नास्ति सत्यात्परो धर्मः**, અને ત્રીજું **शरीरमाद्यं खलु धर्म साधनम्.** પોતાનાં બાલકોને, બાલકો જેવાને અને નિકટ

---

× સુધારકો માટે સમગ્રે બોલતાં પોતે એમના આચારવિચારની સારી બાજુ વીસરતા નહીં એટલું જ નહીં પણ તેમણે દેશસેવા કરી છે એમ સ્પષ્ટ સ્વીકારતા. 'સંગ્રહ'માં એવાં એકથી વધારે સ્થાન જોવામાં આવશે. સુધારકો સામે એઓ જે લક્ષ્યવેધી ટીકા કરતા તેના સ્વરૂપનું દિગ્દર્શન રા. રા. આનન્દશંકર ધ્રુવે અંબાલાલભાઇ વિશે પ્રકટ કરેલાં બે લખાણોમાંથી થશે—જુવો વસંત માસિક વૈશાખ ૧૯૭૦, અને શ્રાવણ ૧૯૭૪ના અંક.

સંબંધમાં આવેલાને કાગળો લખતા તેમાં વારમ્વાર લખતા, ઉંમર વધતી ગઇ તેમ લગભગ દરેક કાગળમાં લખતા, "સત્ય અને શરીરને સાચવજો." નીરોગી સશક્ત અને દીર્ઘાયુષી થવા માટે દરેક માણસે બુદ્ધિપૂર્વક સતત મથવું જોઇએ* એવો બોધ કરતાં એ કદાપિ કંટાળતા નહીં. એવા બોધને અપ્રાસંગિક પણ એ જવલ્લે ગણતા. કોઇ પણ રોગી કે મંદ કે વધારે જીવવા વિશે શંકાશીલ એમના સમાગમમાં આવતું, તો તેને તેઓ આ મોટા ધર્મ વિશે જાગતો કરવાને સારુ અનેકાનેક રીતે કહેતા કહેવડાવતા. પોતાનો દાખલો આપતાં જરા સંકોચાતા નહીં–"હું નેવું વર્ષનો થવા ઇચ્છું છું અને આશા રાખું છું." ગ્લેડસ્ટન, વિક્ટોરિયારાણી, અને દાદાભાઇ નવરોજજી જેવી દીર્ઘાયુષી પ્રસિદ્ધ વ્યક્તિઓની

* શારીરિક કેળવણીને એઓ કેટલું બધું ગૌરવ આપતા તે 'સંગ્રહ'માં અનેક સ્થળે જણાઇ આવે છે. સૂર્યનમસ્કારમાં કસરત સાદાઇ અને ધર્મભાવના ત્રણેનો સંયોગ હોવાથી એવી કસરત એમને ઘણી પ્રિય હતી અને તે નિયમિત રીતે કરવા માટે છોકરાછોકરી સૌને બોધ કર્યા જ કરતા. આ વિશે જુવો **આશ્વિન ૧૯૭૪ના વસંત** માસિકમાંનો રા. રા. **નારણજી નંદલાલ દંડનાયકનો પત્ર.** આ પત્રમાં ન્યાયાધીશ તરીકેની એમની પ્રામાણિકતાની ભાવનાના બે બહુ સારા દાખલા છે; અને લોકો એમને "કંજૂસ" ગણતા તે વિશેનો એમનો બચાવ પણ લગભગ એમના પોતાના શબ્દોમાં ઉતારેલો છે. ( આ પત્રમાંથી એક બીજી બાબત આગળ આવે છે. )

ઝીણામાં ઝીણી આદતો વિશે એમની જિજ્ઞાસા ધરાતી જ નહીં, અને જે ચોકસ માહિતી એમના જાણવામાં આવતી, તે ઉપરથી અનુમાનોની કંઇ કંઇ ઘડભાંગ કરતા. મલ્લ, નટ, શરતોમાં સવારી કરનાર રાવતો આદિ લાંબું જીવતા નથી, એ એમના મનથી એવા ધંધાઓની એક મોટામાં મોટી ખોડ હતી. પણ એમના વિચારમિનારાના બંધારણની પાયરીઓ વિશે સમઝફેર ના થાય તે માટે અવશ્ય ધ્યાનમાં રાખવું ઘટે છે કે શરીરરક્ષાના સિદ્ધાન્તનું આટઆટલું ગૌરવ ગણતા, તથાપિ પોતે દવા ખાનપાન આદિ વસ્તુઓના સમ્બન્ધમાં પ્રયોગખોર હતા જ નહીં. માદક–વસ્તુ–ત્યાગ, અહિંસા, સ્વચ્છતા, અને સાદાઇના સદાચાર ( કે ધર્મ જે કહો તે )ને અચળ વળગી રહેતા. એ આપણી વારસે મળેલી રૂઢિઓથી ઉલટી જાતના પ્રયોગોનું પરિણામ ટૂંક વખત સુધી ગમે તે ભાસે, પણ વારમ્વાર કે ચિરકાળ સેવનથી અગર એવી કોઇ આદત રુચિ કે દેખાદેખીના બન્ધનમાં આવ્યાથી શરીરને પણ નુકસાન જ છે, અર્થાત્ એવી બાબતોમાં સમાન વઝનની દેખાતી નીતિઓની સામસામે ટક્કર જોનારા ભ્રમમાં જ છે, એ એમની પ્રતીતિ અડગ હતી.

વળી આપણા જીવનમાં ઓતપ્રોત લોકોત્તર અજ્ઞાત અવિજ્ઞાત* બલોનું દુર્લક્ષ કરવાનો એમના ઉપર આરોપ

---

* **અજ્ઞાત**, જે વિશે બિલકુલ જાણિયે નહીં એવાં; **અવિજ્ઞાત**, જે વિશે અપૂરતું જ જાણિયે છિયે એવાં.

મુકનારા ભૂલી જાય છે, કે અંબાલાલભાઇ "બુદ્ધિપૂર્વક યત્ન કરવો" એ મિતાક્ષર અને સરલ દેખાવના બોધમાં કેટકેટલો સમાવેશ કરતા હતા. પ્રથમ કાર્યકારણનું ચોક્સ જ્ઞાન મેળવવું; આમાં કોઇપણ જાતની કસર રહી જાય, અને તેથી રોગ નિર્બલતા શિથિલતા અને તજ્જન્ય મૃત્યુને હઠાવી ન શકિયે તો તે માટે 'નસીબ!' એમ કહી નિરાશ નિશ્ચેષ્ટ બેસી રહેવું, એને પોતે આપણો—એટલે પ્રસ્તુત વ્યક્તિ માત્રનો નહીં પણ આખી માણસ–જાતિનો, માનવ–જ્ઞાન હજી આટલે સુધી જ પ્હોંચેલું છે એ પરિસ્થિતિનો–દોષ ગણતા. માણસ–જાતિએ તો પ્રસ્તુત જ્ઞાન મેળવેલું હોય પરંતુ એ જ્ઞાન કે વિધિ આપણા દેશમાં ન હોય, અગર દેશમાં ય હોય અને દર્દીને માલુમ ન હોય, તેમાં એઓ દેશનો અને વ્યક્તિનો દોષ જોતા. અને જ્ઞાનકલાવિધિ હોય એટલે તે આબાદ આચારમાં આણવું જ જોઇએ, એવો એમનો ઉગ્ર–અપવાદને અગર ગમે તે મુશ્કેલીઓના કારણને સહન ન કરી શકે એવો કડક–આગ્રહ હતો. જ્યોર્જ ઇલિયટની સૌથી વધારે જાણીતી નવલનો નાયક એક સ્થલે કહે છે કે મ્હારૂં ઇચ્છાબલ આ મ્હારા બાહુના જેટલા ધીંગા પોલાદના નક્કર ગોળવા જેવું છે. સદિચ્છાબલ વધાર્યું વધે છે એવો અંબાલાલભાઇનો જાતઅનુભવ હતો. આવી અનુભવજન્ય પ્રતીતિ જેમણે ન મેળવી હોય એવાને માણસ કહેવો વા પશુ તે વિશે એમને થોડી જ દરકાર હતી. વૃત્તિ

રુચિ રસ આદત અતિ જોરદાર રૂઢ અને નિષ્કંટક સત્તા ભોગવનારાં ભલે ને બની રહ્યાં હોય, તથાપિ જ્ઞાનસંપન્ન બુદ્ધિની સામી આજ્ઞા થઇ એટલે તેના વરિષ્ઠ અધિકારી ઇચ્છાશક્તિનું એટલું ચલણ હોવું જ જોઇએ કે ઇંદ્રિયો હૃદય અને વાસનાઓને એકાએક નહીં તદપિ ધીમેધીમે પરંતુ દીસી આવે એવા અને ટૂંક-ટૂંક મુદ્દતે વધતું જ જાય એવા પ્રમાણમાં તે બદલી શકે. અને ઇચ્છાબલનો જેટલો તેટલો જ નિશ્ચિત પ્રતીતિમાં સ્થાયી શ્રદ્ધા અને એકાગ્રતાનો એમના વિચારસમૂહમાં મહિમા હતો. જ્ઞાન, ઇચ્છાબલ, અને શ્રદ્ધા એ ત્રણને તેઓ અભિન્ન જ ગણતા. સારાંશ કે સોક્રેટીસ ( Socrates )ની ફિલસુફીનું Virtue is knowledge ( સદાચાર જ્ઞાન છે )-**यत्र यत्र ज्ञानं तत्र तत्र सदाचारः, यत्र यत्र ज्ञानाभाव स्तत्र तत्र त्वसदाचारः**×-એ સૂત્ર એમને આવા અર્થમાં સર્વથા માન્ય હતું.

આ ચર્ચા ફિલસુફી અને માનસશાસ્ત્રીય બુદ્ધિવ્યાપારના અપરિચયીને કદાચ કઠણ પડે અને દુર્ગમ નીવડે, માટે એ જ વિષયોને સ્થૂલ રૂપમાં મૂર્ત કરનારા બેત્રણ દાખલા ટાંકું છું.

(૧) રા. રા. ગણેશ માવળંકર અંબાલાલભાઇને એમના મોત પ્હેલાં છ દિવસ ઉપર જ મળવા ગયા હતા તે

---

×असदाचारः, સદાચારનું નામ સંપૂર્ણ અર્થમાં આપી ન શકાય એવો આચાર.

વિશે લખે છે+ દાક્તરની સલાહ વિચાર વગેરે કંઇ જ કર્યા વગર પથારીમાં શાન્ત પડી જ રહેવાની છે એવું જાણતાં મેં કહ્યું, કહેવાઇ ગયું, "અશક્ય જ: જે વિદ્વાને આખી ઝિંદગી માનસિક પ્રવૃત્તિઓમાં ગાળી હોય તેમને માટે ખાસ" ત્યારે એ મ્હારું સાંભળતાં બોલી ઉઠ્યા–"then that is defective education."*

+ બુદ્ધિપ્રકાશ માસિક, જાન્યુઆરી ૧૯૧૫. એમનું લખાણ ઉપર ટૂંકાવ્યું છે. આખો નિબંધ ખરેખર મનનીય છે. (એમાંથી એક બીજો ઉતારો–અં૦ પોતાના ક્રોધને સંયમમાં રાખવા આખો જન્મારો મથેલા તે વિશે–આગળ આપ્યો છે.)

* Education શબ્દ અહીં તેના અતિવ્યાપક અને સંપૂર્ણ સાચા અર્થમાં વપરાયો છે. કેળવણી એટલે માણસની તમામ વૃત્તિશક્તિ આદિને બીજરૂપમાંથી ખીલવીખીલવીને પરિપાક દશાએ આણેલી હોય તે સર્વ ક્રિયાઓ અને ફલોનો સમુચ્ચય. અનુભવ મનન–આદિથી ઠોકરો ટપલા આદિ ખાઇખાઇને–માણસ જાતે ઘડાય, પોતે પોતાની જાતને ઘડતો આવે, તે self-education એટલે આત્મશિક્ષણનું સ્થાન આ સમુચ્ચયમાં ગૌણ નહીં પણ મુખ્ય.

પૂર્વજીવન એટલે અહીં આગલો ભવ એ અર્થ નથી, જન્મથી માંડીને તે ક્ષણ સુધીનું જીવન એ અર્થ છે. પોતે ભવપરમ્પરા અને એવી એવી ગહન બાબતો વિશે અજ્ઞેયવાદી (agnostic એગ્નોસ્ટિક) હતા અથવા સોવસા હતા. મિલ અને હર્બર્ટ સ્પેન્સરની અસર ફિલસુફીના જે નવા અવતારથી ઈંગ્લાન્ડમાં ઓસરી, તે ફિલસુફીના સમર્થકોનો એમને પરિચય

અસાધ્ય રોગ વ્યાપી ગયો હતો એ સ્થિતિમાં પણ હૃદયકલ્પનાની નિષ્ક્રિય શાન્તિ દાક્તરની આજ્ઞા થતાં જ લે દરજ્જે સાધી ન શકે તેટલે દરજ્જે તે વ્યક્તિના જીવનનો જ દોષ! આવું વચન મનોબલ ઇચ્છાબલ ાગ્રતા અને સદાચારપરાયણ જ્ઞાનસંપન્ન જીવનમાં ારિમિત શ્રદ્ધાલુ હોય એવાના મુખથી જ તત્કાલ ખરે.

(૨) ક્ષયરોગ* ત્રીજી ભૂમિકા સુધી વધી ગયેલો તો તેને પોતાની અનુપમ મનોવૃત્તિ અને નિયમિતતાના ના રૂપ દિનચર્યાથી મટાડનાર એક માણસની હકીકત મેં ને એકવાર કહી. હું તેની સાથે પાંચગનીમાં બે માસ ી રોજ કલાક ગાળતો હતો અને રોગ મટી ગયા પછી પાછો તેને મળ્યો હતો. ઉત્તમ દાક્તરી સારવાર અને મ નિવાસસ્થાન ઉપરાંત એના ચિત્તની સમતાને લીધે જ

ા કે નજેવો જ. એમનું સંસ્કૃતજ્ઞાન પણ વેદાન્તયોગમાં ઊતરી શકે એવું નહીં. કુમારસમ્ભવ પણ એમણે વાંચેલો મ તે જાણવામાં નથી.

* વિદ્યાર્થીઅવસ્થામાં એમનું શરીર નબળું હતું અને રોગનું પૂર્વરૂપ થયેલું ગણીને અગર તો એ રોગ થવાનો ધ્ર ગણીને દાક્તરોએ એમને કાૅડલિવર તેલ છૂટથી ખાવાની હ આપેલી. તે સમયે એ તેલ આપણા દેશમાં હાલ મળે એવા ગંધરહિત સુપેયરૂપમાં મળતું નહીં; ગન્ધાતું બેસ્વાદ જાડું જ મળતું. છતાં તે એઓએ કેટલાંક વર્ષ પીધેલું અને રોટલી ઉપર પણ ઘીની જગાએ ચોપડીને ખાધું હતું.

એ બન્યો હતો. ઊઠવું બેસવું ઊંઘવું, તોળેલું અમુક અમુક જ ખાવું, રોજ પોતાનું વજન નોંધવું, દૈનિક નિહાર* વિશે નોંધવું, ગાવું વગાડવું, પાળેલાં બીલાડી પોપટ કાકાકૌવા અને વાંદરાં સાથે ખેલવું, પેશન્સ ( Patience )×નો ગંજીફો ખેલવો, મળવુંહળવું, કાગળો લખવા, વર્તમાનપત્રો અને ચોપડીઓ જોવાં, હવામાં શરદીતાવના પ્રમાણમાં ફેર પડે કે રોગમાં વધઘટ જણાય તે મુજબ પોતાની ઘટમાળ ફેરવી લેવી,-વગેરે સર્વ એ સત્ત્વશુદ્ધ સાધુ યંત્રવત્ કરતો, અને ચિત્તમાં ઉદ્વેગોલ્લાસ કે આશાગ્લાનિનો રતિ પણ સંચાર ન થતો. અંબાલાલભાઇએ સર્વ ઘણા જ રસથી સાંભળ્યું; અનેક સવાલો કર્યા; સ્ત્રીપુત્રાદિક કુટુમ્બીઓ તરફથી પણ એની સમતા જળવાવાની પૂરી અનુકૂલતા હતી એ જાણી વધુ આનન્દ પામ્યા; એ માણસનાં નામઠામ નોંધી લીધાં; અને એક સવાલ કર્યો. "તમે કહો છો, કંઇ એકાએક આઘાત ( shock શૉક )ને લીધે એને ક્ષય થઇ આવ્યો; વળી કહો છો જોતજોતામાં રોગ વધી ગયો. અને વળી કોઇ વહાલા માણસના મોતનો એ આઘાત ન હતો. તો આવી સમતાવાળા વિરલ સજ્જનને એવો કારી ઘા તે શો થયો હશે વારુ?" હું જાણતો ન હોવાથી કહી ન

* મલમૂત્ર. જૈન પરિભાષામાં આહાર વિહાર અને નિહાર એ ત્રિપુટી જાણીતી છે.

× માણસ એકલો રમી શકે એવાં પત્તાં.

શક્યો. બીજો સવાલ કર્યો : "મુસલમાન અને બહુ ભણેલો નહીં, એટલે આસ્તિક અને નસીબવાદી ( fatalist ફેટલિસ્ટ ) હશે." મેં હા કહી. એમણે વાત સંકેલી : "આસ્તિક અને નસીબને માનનારા તો ઘણા હોય છે, પણ એવામાં યે આવી સમતા તો અદ્ભુત."

(૩) ઈ. સ. ૧૮૭૫ થી ૧૮૯૫ સુધીની વીશી દરમિયાન રાજકોટમાં એક સ્વામી બ્રહ્માનંદ નામે સંન્યાસી વારમ્વાર આવતા અને લાંબો વખત રહેતા. એમની ઉંમર પાકટ હતી પણ કેટલી હશે તે કળાતું ન હતું. એ જ્ઞાન ભક્તિનાં અત્યુત્તમ પદો ઘણાં જાણતા અને સતારતાઉસ દિલરુબા સાથે પિગળાવી નાખે એવી અને સાત્ત્વિક રીતે ગાતા. નિત્ય બે વર્ગ નિયમિત રીતે ભરતા, તેમાંથી એકમાં વેદાન્તનો કોઇ ઊંચો ગ્રંથ સમઝાવતા, અને બીજામાં સામાન્ય સ્ત્રીપુરુષો માટેની કથાવાર્તા કરતા. એમના વિશે અનેક વાતો મનાતી. એક કહે એમને નાદબ્રહ્મનો સાક્ષાત્કાર છે. બીજો કહે, મંત્ર આપે છે તે સાધવાથી સાધકને તેના ચિદાકાશમાં પ્રકટ થઇને ઇષ્ટદેવ જાતે દર્શન દે છે * દવાઓ

---

* સ્વ. મણિશંકર રતનજી ભટ્ટે જનોઇ બાન્ધ્યું ત્યારે આ સ્વામીના વડા શિષ્ય અને મ્હારા પિતાજીના મિત્ર માણેકલાલ સુરતી તે વખતે વૃદ્ધ થઇ ગયા હતા તથાપિ ચાહીને મ્હારી પાસે આવ્યા હતા અને સૂચના કરી હતી:-"ત્હમારા મિત્રને મંત્રદીક્ષા અપાવિયે. ગુરુકૃપાએ ત્રણ માસની અંદર સાક્ષાત્કાર

પણ બતાવતા અને રસોઇમાં તો ખરેખરા નિપુણ હતા જ.. જુવાનીમાં હઠયોગમાં બહુ આગળ વધ્યા પછી રાજયોગી થયેલા બાલબ્રહ્મચારી હતા, એવી એમની ખ્યાતિ સર્વત્ર હતી. એઓ એક દિવસ એક સાંકડી શેરીમાંથી જતા હતા, ત્યાં સામે ઘોડાગાડી આવી તેનો ઘોડો અચાનક મસ્તી પર ચ્હડી સામાન તોડી દોડ્યો. તેની લાત બ્રહ્માનંદને કપાળમાં વાગી અને પડતાં પડતાં એમની તાલકી ભીંતના પત્થર સાથે જોરથી અફળાઇ. એક ક્ષણમાં બની ગયું. બ્રહ્માનંદ પડ્યા તેવા જ અવાક્ થઇ ગયા અને કલાકો સુધી બેશુદ્ધ રહ્યા. પણ ત્રણચાર દિવસે જણાયું કે જીવશે ખરા. લાંબા વખત સુધી એમને ખાટલાવશ રહેવું પડ્યું. એમની આ ભયંકર માંદગીની શરુવાતમાં એઓ બરાબર બોલતા થતાં દાક્તરે એમને પૂછ્યું: સ્વામીજી, દર્દ કળતર સટાકા ( shooting pain શૂટિંગ પેઇન ) વ્યથા એ કંઇ આપને કેમ જણાતું નથી? લોકો કહેતા કે તે વખતે સ્વામીએ જવાબ દીધેલો: "વ્યથા? બચ્ચા, બ્રહ્મરંધ્રકી પર ભૂમિકામેં અમૃત સભર ભરા ઈ હય: સો ગુરુકૃપાસેં છોડ દિયા; ફિર વ્યથા કયસી!" એક વખત અંબાલાલભાઇને મેં આ વાત કહી. એમણે પૂછ્યું—ત્હમે જ આમાંથી શું સમજો છો, કેટલું માનો છો? મેં કહ્યું, સમઝ અને

---

થઇ જશે!" આ વિશે મ્હારા મતને માટે જુવો આગળ, **વિવેકાનન્દના દષ્ટિબિન્દુનું નિરૂપણ.**

અનુભવમાં ઊતરે નહીં તેમ છેક કહાડી યે ના નખાય, એવી વસ્તુઓને હું ચિંત્ય વિષયોના જૂદા જ ખાનામાં ઘણો કાલ રાખી શકું છું. એઓ હસ્યા, પણ તુર્ત પાછા ગંભીર થઇને બોલ્યા: "વાત કહાડી નાખવા જેવી નથી એટલું જ નહીં; મ્હારા દૃષ્ટિબિન્દુથી તો મ્હને આ ખરી બનેલી હકીકત અમાપ મૂલની લાગે છે. અસહ્ય વેદનાનાં આવેદન mechanical reaction (મિકૅનિકલ રીએક્શન) યાંત્રિક એટલે કે અનિવાર્ય પ્રતિફલન જેવાં હોય છે. પણ તો યે શરીરની ગમે તેવી ત્રાસદાયક અવદશામાં પણ એવાં આવેદન શરુ થતાં જ તેને અટકાવી દે એવું અતિસુદૃઢ મનોબલ પણ માણસમાં છેક અસમ્ભવિત કેમ કહેવાય? બાલબ્રહ્મચારીનામાં અર્ધી સદી કે વધારે સમયના એકસરખા મનોનિગ્રહની જમાવટ–સાચા યોગી અને જ્ઞાનીએ ગામડાં અને વાડીઓની ખુલ્લી હવામાં પરમ સાદાઇ અને શાન્તિમાં ગાળેલા જીવનનો મધ્યાહ્નકાલ–એવા પરિપક્વ મહાપુરુષને જે મનોબલ સહજ અને સ્વતઃસિદ્ધ, તે દુનિયાદારીના કીડાઓને દેવાંશી ચમત્કાર જેવું લાગે જ!" મેં પૂછ્યું, આમાં આપ અસાધારણ મનોબલ જ જુવો છો? એઓ કહે, "ત્હમે તો લૉજિક (Logic બુદ્ધિવ્યાપારવિદ્યા) પૂરું ભણ્યા છો; દર વર્ષે શીખવતાં* એક વાર પુનરાવર્તન કરો છો. આ ત્હમારા સ્વામીમાં અસાધારણ મનોબલ હોવા

* આ લાભ મ્હને પાંચ છ વર્ષ જ મળ્યો.

વિશે શક નથી. વળી જુવો, મનોબલ એક વેરા કોઝા (Vera causa, ખરેખર પ્રવર્તતું વાસ્તવિક કારણ) છે જ. સામાન્ય ચમત્કારોના કરતાં હજાર-ગુણ વધારે ચમત્કારિક બનાવો કેવલ મનોબલના પ્રભાવથી બનેલાના દાખલા હઝરત મહમ્મદ પયગમ્બર જેવાના જીવનચરિત્રમાં પ્રસિદ્ધ છે. તો આટલી ક્રિયા ઉપજાવવાને માટે મનોબલ જ પૂરતું કારણ છે." મેં ફરી પૂછ્યું, સ્વામીજીએ વાપરેલા શબ્દોનું કેમ ? એમણે તુરત એક નહીં બે રદિયા આપ્યા. "તમને ફિલસુફોને લોજિક પછી તુરત પૂરાવાનો કાયદો ભણાવવો જોઇએ. અમારી કોરટોમાં અમે દાક્તરને પોતાને અને તે વખતે ત્યાં કોઇ બીજો ડાહ્યો માણસ હાજર હોય તેને પણ સોગન્દ ઉપર તપાસિયે, પછી સામો પક્ષ તેમને ચૂંથે, અને તેમ કરતાં પણ એ શબ્દોનો અગત્યનો ભાગ અણિશુદ્ધ રહે, તો જ અમે તે પૂરેપૂરું માનિયે. પણ વળી દલીલની ખાતર કબૂલ રાખિયે કે એ શબ્દોમાં ફેર નથી. તો યે શું ? ઘણા કુશળ અને ભગત વેપારીઓ મોટો નફો મળી જાય છે ત્યારે નથી કહેતા શું જે એ તો મ્હને મ્હારા પ્રભુએ આપ્યો ? સાંભળનાર ભાવિક હોય છે તો તે પણ એ જ વાત ખરી ગણે છે. પણ કાર્યકારણની શાસ્ત્રીય તપાસણીમાં આવાં કથનો કેટલાં નકામાં છે, તે તમને કહેવા બેસવાની જરૂર નથી. શ્રદ્ધાળુ હૃદયોને એ જે હીરા લાગે છે તે સ્વતંત્ર વિચારક બુદ્ધિને તો કાંકરા જ છે." થોડીવારે હું

જવા ઊઠ્યા ત્યારે મ્હારી સાથે બે ડગલાં ચાલતાં કહ્યું : "બ—, ઉલટો અર્થ લ્યો એવા તો ત્હમે નથી. પણ સમઝફેર નથી પડ્યો એમ મ્હારી પોતાની ખાતરીને માટે કહું છું : કુદરતની પાર કે કુદરતના આત્મા રૂપે સર્વશક્તિમાન સાક્ષાત સદાચારમૂર્તિ એવી સર્વસંચાલક સત્તા છે જ. ઉપરની દલીલો ઈશ્વરના અસ્તિત્વનું ખંડન કરે છે, એમ ન લેશો." ક્ષણ પછી વળી બોલ્યા : બ્રહ્માનંદના દાખલાથી સચેત થયેલી એમની વિચારમાલા એક મણકો વધારે ફરી : "આવી ચર્ચા હું કોઇક જ વાર કરું છું : વારુ, મિલના ધર્મસંબંધી નિબન્ધો વિશે શું ધારો છો?" મેં કંઇક સંકોચાતાં કહ્યું, પ્હેલીવાર વાંચ્યા ત્યારે મુંઝાયો હતો; હવે નહીં. "બરાબર; પણ પાછા મળીશું ત્યારે વાત."— પણ એ વિષયનો ફરી પ્રસંગ આવ્યો જ નહીં. અંબાલાલભાઇ પુરુષપ્રયત્નમાં શ્રદ્ધાળુ હતા. પણ એ એમની માન્યતાની ટીકા કરનારાઓને, એમની માન્યતાઓ ખરેખર જે રૂપની હતી તે સમઝવાને માટે, આ ત્રણ દાખલા, વિચારીને વંચાશે તો બસ થશે એવી આશા છે.

## ૩: કેટલીક વિગતો, કેટલાંક ચારિત્રલક્ષણ.

શરીરરક્ષા અને મનોબલના ગૌરવ વિશે અંબાલાલ ભાઇના વિચારો આપણા કેળવાયલા મતને પણ ભારે પડે છે એમ લાગતાં, એ વિચારોનું હતું એવું રૂપ આલેખતાં

લંબાણ થયું છે. આ બાબતમાં એમના ઝમાના કરતાં, એમની બુદ્ધિની તીક્ષ્ણતા તલસ્પર્શિતા અને કૃતિપરાયણતાને લીધે એઓ બેશક આગળ હતા. પોતે વ્યાખ્યાનો નિબન્ધો અને શાન્તિદાસ જેવી વાતો લખવાના કાર્યને વધુ વખત આપી શક્યા હોત તો બીજા મહાસિદ્ધાન્તોમાં પણ એમની સ્વતંત્ર વ્યાપક અનુભવસંશોધની અને તેજસ્વી બુદ્ધિ એવાં જ ઊંડાં નવીન હિતવર્ધક પરિણામ-એવી જ દેવોને પણ દુર્લભ ભાવનાઓ-પ્રકાશત; એમની સાથે ગંભીરચર્ચાનો લાભ મેળવનારને એમના વિશાળ જ્ઞાનસંભૃત મગજમાં જે ભાવના-પરિપાક ઓછીવત્તી વ્યક્ત દશામાં વારમ્વાર દેખાતા, તેમાંના અનેક લખાતાં લખાતાં જ પરિસ્ફુટ થઇ એમની અસરકારક પ્રૌઢ વાણીમાં કાયમનું મૂર્ત રૂપ પામત. આ દૃષ્ટિએ જોતાં એઓને ગુજરાત કૉલેજના પ્રિન્સિપલ (Principal) થવાની તક એક વખતે* આવી હતી, તે એમણે ઝડપી ન લીધી તેથી બેહદ નુકસાન થયું છે, એમ લાગ્યા વગર નથી રહેતું. પરંતુ માણસનો જીવનપ્રવાહ જાતિ

* જુવો ગુજરાત સાહિત્ય સભાએ ઇ. સ. ૧૯૧૮ માં એમની જયન્તિ નિમિત્તે ભરેલી સભામાં રા. રા. ભાઇ વૈકુંઠલાલે વાંચેલું વ્યાખ્યાન; જે ગુજરાતી પત્રના તે સાલના 'દીવાળી અંક' માં અને પછી "ભાષણો અને લેખો"ના સંગ્રહની બીજી આવૃત્તિમાં પ્રકટ થયું છે. આ કીંમતી વ્યાખ્યાનનો નિર્દેશ આગળ જ્યાં જ્યાં આવે છે ત્યાં ત્યાં વૈ. એ સંજ્ઞાથી કર્યો છે.

સ્વભાવ અને સંજોગોની ઊંચીનીચી આડીઅવળી ભોંય ઉપર બેખડોને કાપતો, ન્હાના ખડકોને ડુબાવતો, ઊંચા પ્રદેશોની પાટલીઓને ભીંજવતો, અને આશ્રય દેનારી જમીનને રસાળ કરતોકરતો, જે રેલાય છે, તે અન્યથા રેલાયો હોત તો વધુ સારું થાત, એવી એવી કલ્પનાઓ સર્વથા વ્યર્થ છે. અને વળી એમના ચારિત્રમાં જે અનેકાનેક સામસામાં તત્ત્વોનું વિલક્ષણ સંમિશ્રણ, અને સદાચરણ માટે ભક્તિભાવનું જે પૂજનીય જ ગણવું ઘટે એટલું બધું ઉમદા સામર્થ્ય આપણે એમના સમકાલીનો ચકિત ગર્વભરી દૃષ્ટિએ જોવા પામ્યા છિયે, તે એમનો જીવનપ્રવાહ એવી કોઇ શાન્ત એકમાર્ગી દિશામાં વળી ગયો હોત, તો સર્વથા અસમ્ભવિત થઇ જાત. દુનિયાની ટૂંકી જડ નજર જેને લાભહાનિ કહે છે તે તો ખોટાં અને બ્રામક ત્રાજવાં છે. એ ત્રાજવાં વડે એમનું ચારિત્ર તોળવું, તે લાકડાં જોખવાને કાંટે હીરામોતી તોળવા બરોબર છે; કેસર કસ્તુરી તોળવાની રીતે ઓક્સિજનને માપવા બરાબર છે. દેશોન્નતિના મહાભારત કાર્યમાં જાતે ઝંપલાવી આશાનિરાશાના જે દરિયાઇ હોડાઓમાં એમણે સફર ખેડી, તેમાં એમના શક્તિવૈભવની જે ખીલવટ થઇ, અને એમના પણ ધૈર્ય અને સત્યની જે કસોટી થઇ તે બીજા કઇ રીતના જીવનપ્રવાહમાં થઇ હોત !

(૧) નડિયાદ મિલ માટેની થાપણ જે સહેલાઇ અને ઝડપથી ભરાઇ ગઇ, તે જોઇને 'આનું નામ તે શાખ

(credit ક્રેડિટ), જીવનભર પ્રામાણિકના ફીગી નીકળે છે તે આનું નામ, ખરી આહોશી અને શક્તિનો આપણા લોક પણ વિશ્વાસ કરે છે તેનો આ સ્મરણીય દાખલો,' એમ અનુભવીઓને પણ થયા વગર ન્હોતું રહ્યું.

(૨) અવળો દિવસ આવતાં એમણે પોતાની બધી મિલકત લેણદારોના લાભ માટે આપી દીધી તેના જેવો અડગ પ્રામાણિકતાનો વિજય લોકો જેને સુખી ભાગ્યશાળી જીવન માને છે તેવા સંજોગોમાં ન જ સમ્ભવે. એક તર્ફ લ્હેણદારોના અવિશ્વાસનાં વેણ–"પેન્શન (pension) જાણે ના અપાય, તે એમણે રાખ્યું; પણ એ જ રાખ્યું હશે? ના, ના, એવા કાચા નથી; બીજું પણ રાખ્યું હશે જ:" તો બીજી પાસે એમની ખરી સ્થિતિ જાણતા હતા તે સમ્બન્ધીઓ અને મિત્રોના વિમાસણ–ઉદ્વેગ–જુગુપ્સાના બોલ–"અરરર! આ શું કર્યું! કેવળ વેદિયા! કઈ જ નથી રાખ્યું. વળી આટલી ઉતાવળ શાને જે? કાયદાનો બનતો લાભ તો લેવો'તો. સગાં સમ્બન્ધીનાં શેયર (share) અને થાપણ (deposit ડિપોઝિટ) તો ડૂબ્યાં'તાં જ, અને આ વળી છોકરાંઓને હાથે કરીને ડૂબાડયાં!"—આવા સંજોગોમાં ઓછાવત્તાં અપ્રામાણિક ફાંફાં મારવાં એ જ માણસ જાતને માટે કુદરતી છે. માટે જ એવી કસોટીમાં પણ પ્રામાણિકતાને અણિશુદ્ધ સાચવનાર વિરલ નર પૂજ્ય ગણાય છે.

(૩) આવા સંજોગોમાં અંબાલાલભાઇ કુવે પડવા

ગયા હતા* એ જ માણસ જાતને માટે—મનસ્વી અભિમાની ગુમાની માણસને માટે—કુદરતી છે; જે સેંકડો માણસોએ એમને આટઆટલા વિશ્વાસપાત્ર અને કાબેલ ગણેલા તેમના જ રોષ શાપ મ્હેણાં ફિટકાર સહેવાં, અને કંતાઇ ગયેલી ઉપયોગિતાવાળું, લોકો ટાંટિયા ઘસીને જીવતું કહે છે તેવું, કૃપણ જીવન ગાળવું, તે કરતાં મરવું બેહતર લાગે એ જ કુદરતી છે; માટે જ સદાચારનિષ્ઠા અને પાપભીરુતાથી જાતે પાછા વળવું અને ધીરેધીરે જીવનને પાછું બની શકી તેવી ઉપયોગિતાવાળું કરવું એ વિરલ ધીરતા પૂજ્ય છે.

(૪) સત્ય વિશે એમણે નિબન્ધો લખ્યા હત તો તે સાહિત્યમાં કાયમનું ઊંચું સ્થાન પામત એમાં શક નથી. પરંતુ અનેકાનેક પરસ્પર વિરુદ્ધ સ્વાર્થોની તીખી કાતર વચ્ચે સપડાઇ ગયેલો અને હારેલો માણસ કોર્ટમાં દિવસો સુધી દરેક બાબત વિશે અક્ષરે અક્ષર સાચી જ જુબાની આપે, પોતે જાણતો હોય તે બધું જ તેના ખરા રૂપમાં જાહેર કરે, અને વકીલો લ્હેણદારો તેમ જ તટસ્થ પ્રેક્ષકોને આશ્ચર્ય અને ભક્તિભાવમાં લીન કરે, એ ચારિત્રલીલા લેખિનીલીલા કરતાં અનેકગુણ વિરલ અને પૂજ્ય છે.

---

* જુવો વૈ. આ બન્યું ઇ. સ. ૧૯૧૦ના સપ્ટેમ્બરમાં પોતે અમદાવાદ આવ્યા, કોઇ રીતે પણ લેણું નાણું વ્યાજે મળી નહીં શકે એ બાબતની ખાતરી થઇ જતાં આવ્યા, તે જ રાતે. મિલકત આપી દેવાનો દસ્તાવેજ કર્યો તે જ સાલના ડિસેમ્બરમાં.

ભલું થયું જે એમની મિલો ભાંગી એમ કહેવાનો આશય છે જ નહીં. એ બનાવ બનતાં એમના શીલનો જે નિરુપાધિ વાસ્તવિક ઉદ્રેક ઝળકી રહ્યો, તે ઉપર નજર ફેરવવાનો જ આશય છે.

એ મિલો ભાંગી તેમાં અંબાલાલભાઇની પોતાની કસૂર ખરી કે નહીં, અને હતી તો તે કેવા પ્રકારની? આ સવાલ અટપટો છે. આવી બાબતમાં સામાન્ય માણસ પોતાના રાગદ્વેષને અનુકૂળ આવે એવા મતને વળગી પડે છે. પણ તટસ્થ શાસ્ત્રીય વિચારકનું કામ બધી વિગત છણીને ન્યાયાધીશની પેઠે ચુકાદો આપવાનું છે. ન્યાયાધીશની જેમ તટસ્થપણું અને ન્યાય જ કરવાની વૃત્તિ સંપૂર્ણ હોય એવો માણસ પણ હરકોઇ બાબતમાં ચ્હડી બેસવાનો અધિકારી હોતો નથી. જે બાબતમાં ન્યાય આપવાનો છે તેનું, તે ધંધાનું, તે દુનિયાનું વ્યવહારુ જ્ઞાન પણ તેને સારી પેઠે હોવું જોઇએ. હાલના વખતમાં આપણી મિલો કેવી રીતે સ્થપાય છે, કેવી રીતે ચલાવાય છે, કેવી આફતો તેમના ઉપર આવે છે, તેમાં તે પોતાનો ટકાવ કેવી રીતે કરે છે, કેવી લાલચો કેવાં પ્રલોભનો એમના તંત્રીઓ સામે મોં વકાસીને ઊભાં જ હોય છે, એમાંથી તેઓ પોતાની જાતનું, પોતાની શાખનું, પોતાની ઇનામદારીનું કેટલું જતન કેવી રીતે કરે છે, એ વગેરે વ્યવહારની ન્હાનીમોટી હકીકતનો જેને પરિચય હોય, તેવા માણસને અંબાલાલભાઇની ત્રણ મિલોનો આખો

ઇતિહાસ બતાવી શકિયે, અને તે જે અભિપ્રાય બાંધે, તે જ વજનદાર ગણાવો જોઇએ. એ મિલોનો આખો ઇતિહાસ ચોપડાઓમાંથી અને માણસો પાસેથી જાણવો અને તેના મુદ્દા તારવવા, એ પણ જેવું તેવું કામ નથી. અને મ્હને આવી બાબતોનું વ્યવહારુ જ્ઞાન કશું જ નથી એ ઉમેરવાની જરૂર નથી. તથાપિ આ બાબતમાં ઘણાખરા અંબાલાલભાઈ અને તેમના પુત્રો ઉપર ઉતરી પડે છે, તે સગાસમ્બન્ધી અને બીજા લ્હેણદારોના રાગદ્વેષી મતનું પુનરુચ્ચારણ જ જણાય છે. આમાં છેવટનો નિર્ણય કરવામાં અવશ્ય ધ્યાનમાં લેવા જોઇએ એવા બે મુદ્દા રજૂ કરીને જ હું સન્તોષ માનીશ.

એક તો એ મિલો ભાંગી તે સમય એ ધંધાને માટે કેટલી બધી બારીકીનો હતો તે ભૂલવું ન જોઇએ. અચાનક પેદા થયેલી અને ધાર્યા કરતાં લાંબી ચાલેલી ઉત્કટ રૂપની પ્રતિકૂલ પરિસ્થિતિ જ એ અને બીજી મિલો તે અરસામાં ભાંગવાનું મુખ્ય કારણ હતું. મ્હારો બીજો મુદ્દો એ છે કે આવાં કારખાનાં સારી રીતે ચલાવવાને માટે હાથ નીચેના માણસો ઉપર જે જાતની વહીવટી દેખરેખ (administrative supervision એડિમનિસ્ટ્રેટિવ સુપર્વિઝન)નો અંકુશ આવશ્યક છે, તેનો ખયાલ જોઇએ. ફ્રાન્સ (France)નો પ્રસિદ્ધ મુખ્યમંત્રી અને પ્રજાસત્તાક ફ્રાન્સનો પ્હેલો પ્રમુખ ત્થીયર (Thiers) કહે છે:—×

---

× જુઓ M. Townsend કૃત Asia and Europe (1905), પૃ ૧૨૫-૬.

“ જ્યારે હું મિસરને માટે (ફ્રાન્સદેશના લશ્કર આદિને લગતી) તૈયારીઓ કરતો હતો, ત્યારે સિપાઇ, નૌકા, અને સ્વદેશખાતાના મંત્રીઓ સાથે રોજ આઠ કલાક ગાળતો. આગલે દિવસે કરેલા નિર્ણયો અમલમાં મુકવાની ક્રિયા કેટકેટલી મજલે પ્હોંચી છે, તે વિશે હું પ્રથમ ખાતરી કરી લેતો. હાથ નીચેના માણસો માત્ર ‘ હા સાહેબ ’ કહે, તેના ઉપર હું કદિ ભરોસો ન રાખતો. હુકમના કાગળો મોકલાઇ ગયા એમ મ્હને કહેવામાં આવતું, તો જે કારકુને તે ટપાલમાં નાખ્યા હોય અગર ઍપિયાને સોંપ્યા હોય તે કારકુનની જાવકનોંધ જાતે જોવા માંગતો. જવાબ આવ્યા હોય તે તમામ મ્હારી આગળ રજૂ કરાવતો. ન્હાનામાં ન્હાની ગફલત કે ઢીલને માટે પણ કડક સજા કરતો. મ્હારા સોબતીઓ (સાથેના મંત્રીઓ) અને મ્હારા હાથ નીચેનાં તમામ ખાતાં પાસેથી હું આખો દિવસ અને વારમ્વાર આખી રાત સખ્ત કામ લેતો. અમને એટલો તો બોજો લાગતો કે અમે સૌ અધમુઆ થઇ જતા. સખ્તમાં સખ્ત અંગમેહનત કરતાં આવી વહીવટી દેખરેખનું યંત્ર એકસરખું ચાલુ રાખવામાં વધારે થાક લાગે છે. રાતે હું ઘેર આવતો ત્યારે આંગળી પણ હલાવવા જેટલી તાકત મ્હારામાં હોતી નહીં. આરામખુરશીમાં પડતો ત્યાં જ નોકરો મ્હારાં કપડાં બદલાવતા, અને મ્હને ઊપાડીને પલંગમાં સુવાડતા, જ્યાં હું મુડદા જેવો આખી રાત ગાળતો. ઊંઘમાં મ્હને સ્વપ્ન આવતાં તે પણ વહીવટી હુકમો આપવા વિશેનાં હતાં. ”

આ વર્ણન ફ્રાન્સ જેવા મોટા દેશના મુખ્ય મંત્રીને અતિ અગત્યના કામકાજનું અત્યંતાત્યન્ત દબાણ હોય એવા વિગ્રહના વખતનું છે. પણ કેટલીક બાબત તેના ગુરુતમ રૂપમાં જોયાથી સ્પષ્ટ સમજાય છે. અને આ વર્ણનમાંની વાત મુદ્દે વાસ્તવિક છે. કોઇ પણ કારખાનું જામી જાય અને તેમાંનાં જુદાંજુદાં ખાતાંના ઉપરી જવાબદાર માણસો સારી રીતે પળોટાઇ વિશ્વાસપાત્ર ગણી શકાય એટલી હદ સુધી તૈયાર થઇ આવે, ત્યાંસુધી તેના ચાલકે ઝીણી મોટી દરેક વિગત ઉપર સ્થૈયરે વર્ણવી છે તેવી સતત સાદ્યંત દેખરેખ રાખવી આવશ્યક છે. અને આ લખી કે કહી બતાવવું જેટલું સહેલું છે, તેટલું જ અમલમાં આણવું મુશ્કેલ છે. વહીવટી દેખરેખ તે આનું નામ, એવો ખયાલ પણ કેળવણી કે ન્યાયખાતામાં જ ઊછરેલા માણસને હોતો નથી. એક રૂઢ શબ્દમાં કહિયે તો તેઓ આવા કામમાં પડતાં ઓછા વધારે "કાચા કાનના" નીવડે એ કુદરતી છે; અને પરિણામ પ્રતિકૂલ પરિસ્થિતિમાં ગમે તેટલાં વિનાશકારક આવે, તોપણ આ કસૂર નૈતિક એબ લગાડનારી ગણાય નહીં.

પોતાની કસૂર ખોડ અને એબોનું વત્તુંઓછું ભાન સૌને હોય છે. અને કોઇપણ આત્મામાં સુધારણા માટે ઇચ્છા અને તે કરી શકવાની શ્રદ્ધા જેમ સતેજ, તેમ તેનું પોતાની જાતનું નિરીક્ષણ વધારે ચોકસ, ઊંડું, અને

નિરન્તર હોય છે; તથા તેનું જીવન પાયરીએ પાયરીએ આત્મમન્થનને પરિણામે ઉચ્ચતર ઉન્નતિ પ્રાપ્ત કરતું દેખાઇ આવે એવું રચાય છે. આવાં જીવનોનાં વર્ણન ખાસ સુબોધક બને છે. અંબાલાલભાઇએ ચારિત્રબલની જે ઊંચી ભૂમિકા પ્રાપ્ત કરેલી આપણે જોઇ શકિયે છિયે, તે ઉપરથી એમના આ પ્રકારના આરોહણનું યથાવત્ વર્ણન પૂરું પાડે એવા એમના જીવનચરિતનિરૂપણને માટે આપણને લોભ થાય એ કુદરતી છે. પરંતુ એને માટે સાધનો નહીં જેવાં જ છે. પાકટ વયમાં પણ એમનું આત્મમન્થન ચાલુ હતું એટલું જ આપણે જોવા પામિયે છિયે. એમના જીવનના ઉપર સ્પર્શ કરેલા બનાવોની એક બાજુ ચારિત્રબલના વિજયની છે, તો બીજી આત્મમન્થનની અને આત્મબોધ તારવવાની અને સંસિદ્ધ કરવાની બાજુ પણ તેમાં દેખાઇ આવે છે. એમની ઉપર નોંધેલી વાતચિતોમાં સત્યશોધન માટે શાસ્ત્રીય આગ્રહ અને વિરલ લાયકી પ્રકાશી રહે છે, તે સાથે તે સત્યોનું વ્યવહારુ ચારિત્રપોષક જીવનનિયામક પાસું જ એમના મનથી પ્રધાન હતું, એ પણ સ્પષ્ટ દીસી આવે છે. ચિત્તની સમતાને માટે એમને કેટલું માન હતું તે ઉપર આવી ગયું છે. ક્રોધાદિ વિકારોને સંપૂર્ણ જીતવાનો એમનો પ્રયત્ન નિરન્તર ચાલુ હતો. માનસિક શક્તિઓ, ન્યાયવૃત્તિ, સદાચારનિષ્ઠા, અને આત્મશ્રદ્ધા જેનામાં પ્રબલ હોય, તેનામાં ક્રોધ તાત્કાલિક યાંત્રિક પ્રતિફલન ( instantaneous

mechanical reaction ) જેવો અનિવાર્ય અને ઉગ્ર જોવામાં આવે છે, તેમ વળી એ તેને ન્યાય્ય પણ લાગે છે જ. એટલે અન્યાય અસત્ય આદિ સામે વિરોધ કરવાના યોગ્ય કર્તવ્યમાં પણ જો ક્રોધ ભળે, તો તેવો ક્રોધ પણ એક એબ છે, હાનિકારક છે, કલેશકર છે, કશું સાધી આપતો નથી, વત્તોઓછો અનર્થ જ કરે છે, ઘણીવાર પાત્રાપાત્ર પ્રસંગાપ્રસંગ વીસરનારો છે, ન્યાય્ય હોય ત્યાં પણ ન્યાય્ય શિક્ષા વા વિરોધની હદ ઓળંગી જનારો છે, અને સામા માણસની મગદૂર વિચારીને જ તેની પાસે આશા રાખવી તેમ તે તેના ગજા પ્રમાણે જે કંઇ શુભ નેમથી કરતો હોય તેની કદર જ ઘટે, એ વિવેકને પણ ભૂલી જનારો છે,–એવું એવું ભાન આવા માણસને મોડુંમોડું જ ઉદ્ભવે છે; તેમ બધું જાણ્યા પછી યે તે મુજબ પોતાનું વર્તન સુધારતાં અને અંકુશમાં આણતાં તેને અસાધારણ મુશ્કેલી પડે છે. અંબાલાલભાઇ પોતાના ઝાળ જેવા નૈસર્ગિક ક્રોધને વર્ષોના પ્રયાસ વડે ઘણે ભાગે જીતી શક્યા હતા. તેમાં ન્યાયાસનના ધર્મોનું એમને વર્ષો સુધી એકસરખું સેવન કરવું પડ્યું, અને તે કરતાંકરતાં જ એઓ આથમતા પ્રહરમાં પેઠા, એ એમના સુભાગ્યને જ મુખ્ય ઉપકારક કારણ માનું છું. અને તોપણ શાન્ત મીઠા સ્વભાવના માણસોને મુકાબલે કડક અને તીખા ગણાય એવા તો તેઓ છેક આખર સુધી રહ્યા હતા. પોતે આ સારી રીતે જાણતા પણ

હતા, અને એ પ્રકૃતિ હજી પણ સુધારવા તેમ એમાંથી જે માઠાં પરિણામ સમ્ભવિત તેનો પરિહાર કરવા સર્વદા જાગતા રહેતા હતા. આ વિશે એમના પરિચયમાં આવેલા માણસોમાંથી અનેકને એવા પ્રસંગો હજી જાણે કાલે જ બન્યા હોય એ પ્રમાણે સાંભર્યા કરે છે. સૌથી સારો દાખલો રા. રા. માવળંકરે પ્રકટ કરેલી "યાદગિરીઓ"માં છે. ઈ. સ. ૧૯૧૩માં રા. રા. માવળંકરે અંબાલાલભાઇએ નવા જ સ્થાપેલા ગુજરાતી કેળવણી મંડળના મંત્રી તરીકે કામ કરવા સ્વીકાર્યું, ત્યારે પ્રથમ મુલાકાતમાં જ પોતે એમને નીચે પ્રમાણે સૂચના અને સાથે ખાતરી આપી હતી. "જો કોઇ કસૂર કરે છે તો મ્હને સ્વાભાવિક ગુસ્સો ચ્હડે છે. અને ગુસ્સો કાબૂમાં રાખવાને હું હંમેશ પ્રયત્ન કરું છું જ, છતાં કેટલીક વખતે તેમ હું કરી શકતો નથી. એવે વખતે ત્હમે મ્હને કૃપા કરીને સામા જવાબ દેશો નહીં; પણ કેટલોક વખત ગયા પછી મ્હારી ભૂલ બતાવશો, અને હું ત્હમારી માફી (apology એપોલોજી) પણ માગીશ."*

અંબાલાલભાઇ વીશમે વર્ષે નોકરી છોડીને મુંબાઇ ભણવા ગયેલા તે વિશે એમના એક સહાધ્યાયી નીચે પ્રમાણે નોંધે છે. "ઇ. સ. ૧૮૬૪–માં અમદાવાદમાં લૉ કલાસ (law class)માં હું, અંબાલાલભાઇ, મણિભાઇ જસભાઇ, મોતીલાલ લાલભાઇ, કનૈયાલાલ ગિરિધરલાલ, છોટાલાલ

* બુદ્ધિપ્રકાશ માસિક, જાન્યુવારી. ૧૯૧૫

સેવકરામ, વગેરે ભણુતા હતા. અમે જૂદાંજૂદાં ખાતાંમાં નોકર હતા અને એ વર્ગમાં હાજરી આપતા. તે અરસામાં મોતીલાલ રામપ્રસાદ **બી. એ.** થઇને એમના મૂલ વતન અમદાવાદમાં આવતાં, તેમના મૂલ શિક્ષક, હાઇસ્કૂલના હેડમાસ્તર, કર્ટિસ સાહેબે તેમને અતિ ઉત્સાહથી અભિનન્દન આપ્યું, અને સરકારે એમને રાજકોટમાં નવી ઉઘાડવામાં આવેલી કાઠિયાવાડ હાઇસ્કૂલના હેડમાસ્તરની જગા આપી. આથી અંબાલાલભાઇની સ્પર્ધા પ્રદીપ્ત થતાં તેમણે કલેકટર ઓફિસની કારકુનીની નોકરી છોડી હાઇસ્કૂલમાં રૂ. ૫૦) ના પગારની માસ્તરની નોકરી લીધી અને પ્હેલા આસિસ્ટંટ જનાર્દન સખારામ ગાડગીળ બી. એ. ના શિક્ષણનો સંસ્કૃત વગેરે પાકું કરવામાં લાભ લઇને વિલક્ષણ બુદ્ધિ અને પરિશ્રમ વડે તે જ વર્ષે મેટ્રિકયુલેશન (matriculation) માં પ્હેલે નંબરે પાસ થયા, અને નોકરી છોડી ગ્રેજ્યુએટ (graduate) થવાનો નિશ્ચય કરીને મુંબાઇ જઇ રહ્યા."×

એમ. એ. અને એલએલ. બી. થયા પછી એમણે મુંબાઇમાં રહીને વકીલાત કરવાને બદલે નોકરી લઇ લેવાનું શા કારણોથી પસંદ કર્યું હશે, એ સવાલ ઘણીવાર પૂછવામાં

× સ્વ. લક્ષ્મીરામ મહીપતરામ દિવાનનું સાહિત્ય માસિકના ડિસેંબર ૧૯૧૪ ના અંકમાં ચર્ચાપત્ર. અંબાલાલભાઇએ મૂલ અભ્યાસ છોડેલો નબળી તબિયતને લીધે અને દાક્તરી સલાહ ઉપરથી.

આવે છે. આ વિશે મ્હારે એમની જોડે વાત થઇ હતી, અને તે ઉપરથી એ સમયની–ઈ. સ. ૧૮૭૦–૨ની–પરિસ્થિતિ મ્હારી સમઝમાં આવી હતી. એ ઝમાનાના ઘણા માણસોમાં કોઇ પાસે માગવું નહીં, કોઇના ઓશિયાળા ન જ થવું. એ પ્રકારનો સ્વાશ્રય સાધારણ હતો. પિતા પુત્રથી અને પુત્ર પિતાથી પણ આવી બાબતોમાં સંકોચથી વર્તે એવો એ ઝમાનો હતો. ભણવાનાં ખર્ચ બાપને માથે નહીં નાખું એવા ટેકને લીધે જ પૂરું ભણી ન શકેલા ઘણા પુત્રો હતા. પુત્રને માથે મ્હારો બોજો કેમ નાખું, એવા ટેકને લીધે જ અશક્ત શરીરે પણ નોકરીને વળગી રહી નોકરી કરતાંકરતાં જ મોત વ્હેલા પામેલા ઘણા પિતાઓ હતા. અંબાલાલભાઇ જેવામાં આ સ્વાશ્રય એમની હારના સામાન્ય માણસો કરતાં પણ વિશેષ હોય એ કુદરતી છે. અમદાવાદમાં મૉનિટર (monitor) એટલે ઉપશિક્ષક, કલેકટર કચેરીના કારકુન, અને છેલ્લે હાઇસ્કૂલમાં આસિસ્ટંટ તરીકેના પગારમાંથી બચાવેલી રકમ વડે + અને શિષ્યવૃત્તિઓ†

+ જુવો વૈ.

† આ સ્કૉલર્શિપો અને એક્ઝિબિશનોમાંથી એકની હકીક્ત અંબાલાલભાઇના સહાધ્યાયી સ્વર્ગસ્થ ખા. બ. જમશેદજી અરદેશર દલાલે આખો જન્મારો અખૂટ રસથી કહ્યા કરી છે. ઐચ્છિક વિષયોમાંથી દરેકને માટે બી. એ. વર્ગની ટર્મિનલ (terminal) પરીક્ષામાં પ્રથમ આવે તે વિદ્યાર્થીને સ્કૉલર્શિપ મળવાનું ધોરણ હતું જ. પણ ગણિતના વિષયમાં પ્હેલો આવે

મેળવીમેળવીને જ પોતે મુંબાઇમાં કૉલેજ (college)નું ભણતર લીધું હતું. એટલે કૌટુમ્બિક મિલકત કે વડીલોની આવક કે બચતમાંથી જરૂર પ્રમાણે લેવાનો એમનો વહીવટ તૂટયાને કેટલાંક વર્ષ થયાં હતાં, તે પાછો અંબાલાલભાઇ જાતે માગીને ચાલતો કરે એ અકલ્પ્ય હતું. સુધરેલી સંસારઘટનામાં છેક બિનકેળવાયલા મજૂરોને જ તાબડતોબ પેટિયું મળે, બીજાને તો જેમ યોગ્યતા વધારે તેમ અનુરૂપ આજીવિકા મેળવતાંમેળવતાં વધારે વખત લાગે, એમ આજે આપણે થોડુંઘણું સમઝતા થયા છિયે, પણ પચાશ વર્ષ ઉપર એવો ખયાલ સ્વપ્ને પણ કોઇને આવતો નહીં. બીજું, કૉલેજ કેળવણી નવી જ શરૂ થઇ હતી, ત્યાંસુધી અપાતી કેળવણીને મુકાબલે એમાં મહાભારત સુધારોવધારો થયો હતો. અને ઈ. સ. ૧૮૬૨ થી માંડીને દશપંદર વર્ષ લગી થનારા ગ્રેજ્યુએટોમાં (એટલું ભણેલાની સંખ્યા વધી ત્યાંસુધીમાં થનારા ગ્રેજ્યુએટોમાં ) પોતાની સરસાઇની અસ્મિતા

---

તેને વધારામાં એક, રોકડું કે પુસ્તકોના રૂપમાં, એકિઝબિશન પણ મળવાનું હતું. અંબાલાલભાઇનો ઐચ્છિક વિષય બીજો હતો તોપણ ટર્મિનલમાં એમણે ગણિતની પરીક્ષા આપી " અને એ ઇનામ પણ લીધું જ ! એને કોણ પ્હોંચે જે ! " ખાન બહાદૂરનો ઐચ્છિક વિષય ગણિત અને એ જ પરીક્ષામાં બેઠેલા, તે એમણે ખોયું. પણ પોતે ખોયું તેનો જરા ડાઘ એમના હૃદયમાં નહીં; અં. ની અસાધારણ શક્તિ જ એમણે આ બનાવમાં પણ જોઇ, અને આખો જન્મારો વખાણયા કરી.

( self-consciousness સેલ્ફ્કૉન્શિયસનેસ ) હોય, એ કુદરતી છે. આવી અસ્મિતાનાં વચન અંબાલાલભાઇના મુખથી છેક આખર સુધી નીકળેલાં છે.× ઈ. સ. ૧૮૭૦–૭૧ માં તે એમનામાં કેટલા પ્રમાણમાં હશે એ દેખીતું છે. અને એ પણ દેખીતું છે, કે ઈ. સ. ૧૮૭૦–૭૫ માં વકીલાતના ધંધામાં, મુંબાઇમાં, તેમ પ્રાંતના શેહરોમાં, આગળ વધેલા અને જેમની સાથે પોતાની ધંધાની શરુવાત કરવાને માટે આવા નવીનવતર છાપવાળા ગ્રેજ્યુએટ–વકીલોને સમબન્ધ બાંધવો પડે અને અમુક જાતની ઉપકારવશતાથી દબાઇને ચાલવું પડે, એવા બધા માણસો એમના કરતાં ઉંમરે પાંચ પંદર વર્ષે મોટા, અર્થાત્ જૂની અંગ્રેજી કેળવણીવાળા અગર તે યે પૂરીપાંશરી નહીં અને ચોપડીઓમાં જોઇજોઇને જવાબ આપવાની રીતે પરીક્ષા લેવાતી તેવી પરીક્ષા પસાર કરીને વકીલ બનેલા, એવા જ માણસો હતા. ત્રીજું, ઊંચી (higher હાયર) કાલેજકેળવણીનો આરંભ કર્યો તે સાથે જ સરકારે માધ્યમિક (secondary સેકન્ડરી) કેળવણીને

× જુવો વૈ. ૧૯૦૧ પછી કોઇ વખતે પોતાના ગ્રૅજ્યુએટ પુત્રને ચાનક—"ત્હમે ગ્રૅજ્યુએટ છો !...ત્હમારી ડિગ્રી (degree) ને લાંછન નહીં લગાડો એવી આશા રાખું છું." વળી 'સંગ્રહ'માં છ્હી બ્રહ્મક્ષત્રિય પરિષદ્‌ના પ્રમુખ તરીકે–ઈ. સ. ૧૯૧૧: "બી. એ. એક જાતનું કુળ છે," વગેરે. ઈ. સ. ૧૯૧૦ પછીના દાયકાઓમાં થયેલા બી. એ-ઓને આ મન્તવ્ય, બી. એ. ઉપાધિની આવી નતિક કીંમત આંકવાનું વલણ, સમઝાય એવું પણ નથી.

પણ સુધારીવધારીને એ ઊંચી કેળવણીની સંસ્થાઓને પોષી શકે એવી બનાવવાની નીતિ શરુ કરી. સરકારને હાઇસ્કૂલો વધારવી હતી, એટલે એ સર્વમાં આ નવા ગ્રેજ્યુએટોને શિક્ષકો તરીકે આકર્ષવા હતા. ડિગ્રીઓ મેળવે ને તુરત કે પછી થોડા જ વખતમાં દરેકને ડિરેક્ટર (Director of Public Instruction) સાહેબ સારા પગારની નોકરી સ્વીકારવાને માટે પૂછાવતા.× ચોથું, આપણે હાલ જેને

× ઉપર મોતીલાલ શામપ્રસાદનો દાખલો આવી ગયો છે. જુવો વૈ. જે. બી. પીલે અંબાલાલભાઇને સુરતના હેડમાસ્તરની કામચલાઉ જગા સ્વીકારવા માટે કાગળ લખેલો, તેમાંથી ઊતારો. વળી અંબાલાલભાઇના સગા કેશવલાલ હીરાલાલને બ્હારગામ બદલી ઉપર મોકલવા હતા અને તેઓ પોતાની વૃદ્ધ માતા ના કહેતાં હતાં તેથી જઇ ન્હોતા શકતા, ત્યારે ટી. સી. હોપ એ સુરતીની પોળમાં આવી ઓટલા સામે ખુરસી નંખાવી..., 'માજી' સામે મીઠું મીઠું ગુજરાતી બોલીને તેમની પરવાનગી મેળવીને જ ઊઠયા હતા. નોકરીઓના સુકાળનો અને તેને લાયક માણસોની અછતનો એ કાળ હતો. મુંબાઇ પૂણા વિશે લખતાં પણ વિષ્ણુ શાસ્ત્રી ચિપલુણકર જણાવે છે કે શિરસ્તેદાર અવલકારકુનને "વામકુક્ષિ"ની ટેવ તે સાહેબ જાણે, તેથી તે કાળના સાહેબ આ ઑફીસ આખીના સાચા ઉપરી વામકુક્ષિ કરી લઇ પાનપટ્ટી ખાઇને તાજા થયા હોય ત્યારે જ એટલે સાડાત્રણચાર વાગે જ તેને કાગળિયા આદિ લઇને પોતા કને તેડે, એવો રિવાજ તે વખતે ચાલતો હતો.

મુંબાઇનું જાહેર દેશ-સેવાજીવન કહિયે છિયે, તે ઈ. સ. ૧૮૭૦-૭૧માં હતું જ ક્યાં ? સર ફિરોઝશાહ મ્હેતા અને કાશીનાથ ત્ર્યંબક તેલંગ જેવા અંબાલાલભાઇના જ સમકાલીનોએ એની શરુવાત કરી. એ પચાસ વર્ષના ટૂંકા અરસામાં જેટલું વધ્યું છે તેટલું વધશે એમ ૧૮૭૦ માં આગળથી વર્તવાની કયા માણસ કે ફિલસૂફ કે ભવિષ્યવેત્તાની તાકત હતી * ? અને છેલ્લું, શિક્ષકના કામ ઉપર અંબાલાલ ભાઇને મૂળથી જ બેહદ ભાવ હતો, તથા તેઓ એને પવિત્ર અને દેશસેવાનું કાર્ય ગણીને પોતાની બધી શક્તિઓ તેને સમર્પવામાં મહદ્‌ભાગ્ય અને જીવનસાફલ્ય ગણતા હતા. +

---

* સમકાલીનોનો ઇતિહાસ આપણે કરબદરવત્ જાણિયે છિયે: દાદાના અને તેમના પ્હેલાના ઝમાનાઓનો ઇતિહાસ સાધનો અસ્તિમાં હોય તેટલા પ્રમાણમાં જાણી શકિયે છિયે: પણ આપણી પ્હેલાંનો જ જે આપણા માતાપિતાનો ઝમાનો, તેનો ઇતિહાસ એસાડવામાં આપણે ડગલે ડગલે ઠોકર ખાઇયે છિયે એ ઝમાના દરમિયાન એ સ્ત્રી પુરૂષોના જ ચારિત્ર્ય-બલ અને જયપરાજયને લીધે કેટલો બધો તફાવત પડી ગયો છે તે ચોકખું દર્શાવી આપતાં (જીવનચરિતો આદિ) સાધનો અસ્તિમાં આવે ત્યાંસુધી. આમ સર્વ દેશકાલમાં બને છે. આ વિષયની કંઇક વિશેષ ચર્ચા મ્હારા "ઇતિહાસ દિગ્દર્શન" એ વ્યાખ્યાનમાં કરેલી છે.

+ શિક્ષક તરીકે અં. ની એમના શિષ્યો ઉપર કેવી છાપ પડતી, માસ્તરો છોકરાઓ અને છોકરાઓના વડીલો સાથે એઓ કેવી રીતે વર્તતા, વિષયો શીખવવામાં એમનામાં શી વિશેષતા

પરિસ્થિતિ અને પ્રકૃતિનાં આ પ્રમાણે બલાબલ વિચારતાં, આપણા પ્હેલા ગ્રેજ્યુએટોમાંથી આટલા બધાએ પોતાની કારકર્દિગીનો આરમ્ભ શિક્ષકો તરીકે જ કેમ કર્યો હશે, એ સવાલનું સામાન્ય નિરાકરણ થઇ જાય છે.

અંબાલાલભાઇના વિશેષ દાખલામાં આ બલોની સાથેસાથે, અથવા કહો કે પેટામાં, એમના ઊંચા અને

---

હતી, એમના શિક્ષણ અને નિયમનમાં નીતિબોધ ચારિત્રગડન અને સદ્વૃત્તિઓનું ઉદ્બોધન કેટલાં અને કયે પ્રકારે સંલગ્ન હતાં, સારા શિષ્યોનો એમના ઉપર આટલો બધો ભક્તિભાવ જામવાનું રહસ્ય શું, વગેરે એમના એક શિષ્ય રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવટિયાએ સં. ૧૯૭૪ ના ફાગણના વસંત માસિકમાં પ્રકટ કરેલા નિબંધમાં સારી રીતે જોઇ શકાય છે.

વૈ. માં પણ આ વિષયને લગતો કેટલોક ભાગ કીંમતી છે.

રા. રા. આત્મશંકર ત્રિપુરાશંકર ત્રિવેદીએ એક અંગ્રેજી વર્ણનાત્મક નોંધ રા. વૈકુંઠલાલને મોકલી આપેલી છે તેમાં હેડ માસ્તર તરીકે અં૦ આખી નિશાળનાં હિત પ્રતિષ્ઠા વગેરે માટે કેવી રીતે મથતા તેના દાખલા ટાંકયા છે.

શિક્ષકનો ધંધો છોડયા પછી યે કેટલીક બાબતમાં તેઓ આખો જન્મારો શિક્ષકની પેઠે જ વર્ત્યા છે તેનો એક લાક્ષણિક દાખલો–હુષ્ટપુષ્ટ ભીખારીને જોતાં જ કોઈ કોઇવાર એઓ કોપી ઊઠતા તેના વર્ણનનો-વસંત માસિકના આશો ૧૯૭૪ના અંકમાં રા. રા. નારણજી નંદલાલ દંડનાયકના પત્રમાં છે.

અને જુવો પરિશિષ્ટ-ન. ભો. દી. ઉપર અંબાલાલભાઇનો ઈ. સ. ૧૯૦૯ નો કાગળ, પ્હેલા પૅરેગ્રાફનાં છેલ્લાં ત્રણ વાકય.

માનનીય ટેકની સાથે એક બે ઊતરતી ખાસિયતો પણ થોડીઘણી તો ભળી હશે એમ જણાય છે. સ્વ. દિવાન સાહેબ કેરશાસ્પજી રુસ્તમજી દાદાચાનજી કૉલેજના સમયથીજ એમના મિત્ર થયેલા હતા, અને બન્નેની વડોદરા રાજ્યમાંની નોકરી દરમિયાન બંને એકબીજાનો વિશ્વાસ રાખી શકે અને ખાનગી મસ્લહત કરી શકે એવા મિત્ર રહ્યા હતા; તેમણે અંબાલાલભાઇ વિશેનાં પોતાનાં સંસ્મરણોની વિસ્તૃત અંગ્રેજી નોંધ રા. વૈકુંઠલાલને લખી આપેલી છે, તેમાંથી નીચેનાં વાક્યો આ બાબતમાં જેટલાં વજનદાર તેટલાં નિખાલસ છે. ત્રણ વાક્ય ઇટલિક બીબામાં છાપું છું.

"8. After passing his LL. B. A. did not stay to practise in Bombay but accepted an appointment in the Educational Department. The reason was, as he told some of us, that as there was competition at the Bar to which LL. B.'s had access, *it would be well if people in his position at first put together some money by employment elsewhere, and then plunged into it tc stand the competition better*. Even when this object was secured [however], he did not go to the Bar. Another lure came in his way,

and he succumbed to it. The Baroda Judicial Service offered him a handsome berth at the very start, and accepting it, he adhered to it until he became entitled to his pension. *He had an economical turn of mind, and though frugal habits and a handsome salary enabled him to gratify it,* his friends felt that to such a consideration he sacrificed greater opportunities of making money and earning distinction in a higher and more useful sphere....One had reason to expect from him quite as successful a career...as Telang achieved....And he was besides fitted eminently for public life, and acting with this College comrade of his, and with others of senior standing and rank, he would have rendered services of great utility to his country and covered himself with glory, as the latter have done. And to me at least the reason he advanced was not a satisfactory one. There was no doubt keen competition...But he had in Mr. Dhi-

rajlal Mathuradas a close relation, enjoying much practice and influence, who would have given him the help a newfledged professional man generally needs. *Perhaps he did not wish to incur such an obligation.*"

આ નોંધની એક આગલી કલમમાં તેલંગ અને અંબાલાલની સરખામણી કરતાં મિ. ફેરશાસ્પજી લખે છે–

"T. even then (કોલેજમાં પણ) give indications of intellectual greatness,...and though some were inclined to place him over A., I was never able to accede to that valuation of their respective merits, and I make no doubt that if A. had had the same opportunities and facilities, he would not have been eclipsed by his younger class-fellow. As I shall show later on (ઉપર જ ટાંકેલી કલમ ૯ મી), neither nature nor fortune was to blame in the matter. A. deliberately threw away some excellent opportunities." ×

(તરજુમો)

× ૯ એલ એલ. બી. ની ડીગ્રી મેળવીને અં. વકીલાત કરવાને મુંબાઇમાં ન રહેતાં સરકારી કેળવણી ખાતાના નોકર થયા.

## ૪ : અંબાલાલભાઇ વ્યક્તિસ્વાતંત્ર્યવાદી ( individualist ) અને પ્રજાસ્મિતાવાદી ( nationalist )

અંબાલાલભાઇના ધર્મ સમ્બન્ધી વિચારોનું સ્વરૂપ નિહાળતાંનિહાળતાં એની મેળે ઉત્પન્ન થયેલા એમના ચારિત્ર

---

કારણ અમને કેટલાકને એમણે એવું જણાવેલું, કે **મુંબાઈમાં એલ એલ. બી. થયેલાઓએ કરવાની વકીલાતમાં હરીફાઈ પુષ્કળ હોવાથી, થોડો વખત બીજી નોકરી કરીને થોડો સંચય કરી લઇને પછી એવા હરીફાઈના ધંધામાં ઊતરવું, સાધનહીન ઉમેદવારોને માટે, બેહતર.** પરંતુ આ પ્રમાણે થોડો સંચય એમણે કરી લીધો તે પછી યે એ મુંબાઇના વકીલાતના ક્ષેત્રમાં આવ્યા નહીં: વડોદરા રાજ્યના ન્યાયખાતામાં એમને સારી જગા સારા પગારની સ્વીકારવા માટે માગણી થઇ અને એથી એ લલચાઇ ગયા. વળી એકવાર નોકરી સ્વીકારી લીધી એટલે તે ખાતામાં [ ઠેઠ ટોચ સુધી પહોંચ્યા અને ] પેન્શન મેળવ્યું ત્યાં સુધી એ વળગી રહ્યા. **એઓ કરકસરિયા હતા, અને મોટો પગાર તથા સાદાઈના જીવન વડે એમને તૃપ્તિ મળી ગઈ.** અગર જો કે એમના હિતેચ્છુઓને લાગ્યા જ કરતું જે એઓએ મુંબાઇના જીવનમાં ઝંપલાવ્યું હોત તો એમને પૈસો ઘણો વધારે મળત અને તે ઉપરાંત દેશસેવાના વધારે ઉચ્ચ અને વધારે ઉપયોગી ક્ષેત્રમાં પણ એઓ નામના મેળવી શકત...આવી ગણતરીમાં એમના આ મિત્રો વાજબી જ હતા. તેલંગ—જેમ ફાવ્યા તેમ અં....ફાવત જ. વળી જાહેર જીવન માટે પણ અં.

અને એમની કારકિર્દી વિશેના કેટલાક પ્રશ્નો આપણે તપાસ્યા. હવે અન્તરમાંથી આરમ્ભીને સપાટી ઉપરના

---

માં પૂરતી યોગ્યતા હતી; અને કોલેજમાંના એમના સહાધ્યાયી આ તેલંગ તેમ બંનેથી થોડાં વર્ષ મોટા બીજા નાયકોની સાથે અં. પણ મોટીમોટી દેશસેવા કરી શકત અને એ સૌના જેવી જ કીર્તિ મેળવી શકત. વળી એમણે જે કારણ (ઉપર જણાવ્યા પ્રમાણે) આગળ કર્યું તે મ્હને તો પૂરતું સંતોષકારક પણ કદાપિ લાગેલું નહીં. હરીફાઇ હતી ખરી, તથાપિ રા. રા. **ધીરજલાલ મથુરાદાસ** તે વખતે મુંબાઇના વકીલોમાં સારી પ્રતિષ્ઠા અને વગ ધરાવતા હતા, તે એમના નજીકના સગા હતા, અને અં. જેવા "નવા" માણસને શરુવાતમાં જોઇતી મદદ વગેરે આપી શકે એવી સ્થિતિમાં હતા. **કદાચ એમના મનમાં એમ પણ હોય કે એવા ઉપકાર તળે તો ન આવવું** [આ **ધીરજલાલ મથુરાદાસ** સરકારી વકીલ સાથે જૂનાગઢ રાજ્યના મુંબાઇ સરકારમાં એલચી (એજન્ટ) પણ હતા. પણ એમનું આયુષ્ય બહુ ટૂંકું નીવડયું. એમના મોત પછી જ એક ક્ષેત્રમાં **ન્હાનાભાઇ હરિદાસ** કાયસ્થ અને બીજા ક્ષેત્રમાં **મનઃસુખરામ સૂર્યરામ** નાગર બ્રાહ્મણ મોખરે આવ્યા. **ધીરજલાલ મથુરાદાસ પ્રાણલાલ મથુરાદાસના** મોટા ભાઇ. એ પ્રાણલાલનાં બીજી વારનાં પત્ની **કૃષ્ણા** એંશી વર્ષનું આયુષ્ય ભોગવી **અંબાલાલભાઇ** પછી દશ વર્ષે સિધાવ્યાં.]

કૅાલેજમાંથી પણ તેલંગમાં બુદ્ધિપ્રભાવનાં ચિહ્ન જણાવા માંડેલાં. પણ, જો કે કેટલાક તેને અં. કરતાં બુદ્ધિમાં ચ્હડતો ગણતા, પણ મ્હને એ અભિપ્રાય કદાપિ સંગીન લાગેલો નહીં; મ્હને તો ખાતરી જ હતી જે તેલંગના જેવા સંજોગનો લાભ

વિષયો તરફ વ્હડવાનું આપણું સ્વીકૃત ધોરણ બીજી રીતે લાગુ પાડીને આપણે એમના બીજા મુખ્ય મુખ્ય વિચારોનું સારોદ્ધારી અવલોકન કરિયે. સ્વામી **વિવેકાનંદ** પોકારી પોકારીને કહેતા હતા:

ધર્મ એટલે સદ્દ્વિચાર માત્ર નહીં, ધર્મ એટલે સમીચીન વિચાર પ્રમાણેનો આગ્રહી આચાર, ધર્મ એટલે પ્રકૃતિસ્થ બનાવવામાં આવેલો સદાચાર : Religion is Realisation; માત્ર શાબ્દસ્વીકાર પુનરુક્તિ કે જપ નહીં; ચિદાકાશ જેવા મગજના કોઇ શારીરિક અંશમાં આકૃતિ કે ઉજાશ જેવું કંઇ કલ્પાય અને દેખાયા કરે તે નહીં; પણ તે શબ્દોમાંની ભાવના પ્રમાણેનું આપોઆપ અને સંપૂર્ણ આચરણ. ‘ तज्जपस्तदर्थभावनम्. ’ ત્હમે सोऽहम् ખરેખર માનો છો ? सर्वं खलु इदं ब्रह्म એ મહાવાક્યનો ત્હમને સાક્ષાત્કાર થયો છે ? ब्रह्म सत्यं जगन्मिथ्या એ પ્રતીતિ ત્હમારા લોહીમાં ઊતરી છે અને શ્વાસોચ્છ્વાસમાં પ્રસરી રહી છે ?—જુવો પેલો પતિયલ જાય છે ! આંખનાકસ્પર્શાદિ ભલે કહે એ પતિયલ છે; એ ચર્મેંદ્રિય પ્રત્યક્ષ તો માત્ર

---

અં. ને મળી જાય તો અં. એનાથી કદાપિ અંજાય નહીં...અં ને પણ સુગમતા છેક ન્હોતી એમ નહીં, પરંતુ એમણે તેનો લાભ ન જ લેવાનું પસંદ કર્યું. અં. મુંબાઇમાં રહ્યા નહીં તેમાં દોષ એમની શક્તિઓનો કે એમના કિસ્મતનો પણ ગણી શકાય નહીં. એમણે પોતે જે માર્ગ લીધો તે જાણીને જ લીધો હતો. કેટલીક અનુકૂલતાઓનો લાભ એમણે જાણીને લીધો નહીં.

પ્રતિભાસ અને ખોટું છે ને? સ્થૂલ ભૌતિકશાસ્ત્ર ભલે કહે પત રોગ ચેપી છે. ત્હમારું પરમાર્થ જ્ઞાન તો કહે છે ખરુંને કે આત્મા જ સત્ય છે, કે આત્માને ભય નથી, રોગ નથી, મૃત્યુ નથી, કોઇ જાતની હાનિ નથી. ત્હમારું પરમાર્થજ્ઞાન કહે છે બ્રહ્મ જ સત્ય છે, એ પતિયલ પણ બ્રહ્મ છે, વળી ત્હમારી જાતનું જ દેહી બ્રહ્મ છે. તો જાવ બચ્ચા, એને ખરેખર બ્રહ્મ ગણો, એમાં બ્રહ્મ જ જુવો. ત્હમારા શરીરને સ્નાન મર્દન અન્નપાન આદિથી જે સ્થૂલ સન્તોષ મળે છે. તે બ્રહ્મની એ વિભૂતિને ત્હમે આપો. એની સેવા કરો. એવી એવી સેવાઓ કરી શકશો તેમતેમ જ ત્હમે વેદાન્તી ગણાવાના સાચા અધિકારી થશો. મહાવાક્યોનાં જપ કે ચર્ચા માત્રથી એટલા ઉચ્ચ અધિકારી કદાપિ નહીં થઇ શકો." ટૂંકામાં, વિવેકાનન્દના બોધ પ્રમાણે દલિત હિન્દુ જાતીઓને માણસાઇમાં આણવા મથનાર ખ્રીસ્તી પાદરી પાદરણો કે ભીલ અને આરણ્યક જાતિઓમાં સંસ્કૃતિ સિંચવા માટે મથતા રા. રા. અમૃતલાલ ઠક્કર જેવા જ આ ઝમાનામાં સાચા વેદાન્તીઓ છે; માત્ર ભાષણો કરતા, શાસનો કહાડતા, મિલકત ભેટ પધરામણી પાલખી મશાલહક્ક આદિ માટે ગમે તેવી ખટપટો કરતા હાલના શંકરાચાર્યોને પણ વિવેકાનન્દી કસોટીએ સાચા વેદાન્તીને બદલે સામાન્ય દુન્યવી ઝઘડાઓમાં ડૂબેલા પામર જન્તુઓ જ ગણવા પડે, એ દેખીતું છે.

અંબાલાલભાઇ વ્યક્તિસ્વાતંત્ર્યની અહમહમિકા ( competition કૉમ્પીટિશન )ની નિશાળે ભણ્યા હતા ખરા, તથાપિ એ ફિલસૂફીએ માનવબુદ્ધિ અને માનવહૃદયનો સમન્વય ગમે તે પ્રકારે× જે યુટિલિટેરિયનિઝમ્ ( utilitarianism ) અગર પૉઝિટિવિઝમ્ ( positivism ) માં કરી લીધો, તેનાથી સન્તોષ કે શાન્તિ ન પામી, તેઓએ **હિન્દની આખી પ્રજા એક કુટુંબ છે, આખો હિન્દ એક શરીર છે,** એ ભાવનાનો સાક્ષાત્કાર કર્યો.

× જે. એસ. મિલનું યુટિલિટેરિયનિઝમ્-the greatest good of the greatest number: અર્થાત્ સૌથી વધારે વ્યક્તિસંખ્યાનો સૌથી વધારે અભ્યુદય, અભ્યુદયાધિક્યવાદ: અભ્યુદયાધિક્યની ભાવનાનું દૃષ્ટિબિન્દુ જ સદાચાર દુરાચાર નિર્દોષાચારની ત્રિપુટી વચ્ચે સાચો વિવેક કરી આપનારી કસોટી છે, એ ફિલસૂફી.

કૉમ્ત ( A. Comte ) અને પૉઝિટિવિઝમ્-ઈશ્વરને સ્થાને માનવ જાતિની અસંખ્ય ભાવિ પેઢીઓની અમર પરમ્પરાને સ્થાપો, પેઢી દર પેઢી માનવ વ્યક્તિસમષ્ટિનો વધતો અભ્યુદય એ ભાવનાના ભક્ત બનો, એ ભાવનાનું દૃષ્ટિબિન્દુ જ સદાચાર દુરાચાર નિર્દોષાચાર એ આચાર ત્રિવર્ગનો ખરો વિવેક કરી આપનારી કસોટી છે, એ ફિલસૂફી. આને મનુકુલના ભાવિ અભ્યુદયાધિક્યનો વાદ, મનુકુલોન્નતિવાદ, કહી શકાય.

કૉમ્તની કૃતિઓમાંથી ફલિત થતા આ વિચાર-બિનાર કરતાં હિન્દી અભ્યાસકોને માટે એણે ઠેકાણેઠેકાણે હિન્દી સંસારઘટના કાયદા રીવાજો આદિનાં રહસ્ય વિચાર્યાં છે તેનું મૂલ્ય ઘણું વધારે

હતો. એમના "ભાષણો અને લેખો" ના સંગ્રહનું ગમે તે પ્રકરણ જુવો. જ્યાં ને ત્યાં એ ભાવનાના નાનાવિધ

---

છે. હિન્દુ ફિલસૂફી-સંસ્કૃતિનું મૂલ્ય અકબર સાધુસન્તો, જોધબા, બીરબલ, અને સૂરિ હીરવિજય તથા તેના શિષ્ય સંસ્કૃત પંડિત "સવાઇ હીર" પાસેથી શીખ્યો. અકબર પછી દારા થયો, જેણે ઉપનિષદોનો ફારસી તરજુમો કરાવ્યો-કદાચ અકબરે કરાવેલા તરજુમાને જ સુધરાવ્યો. આ ફારસી ઉપરથી એક ફ્રેંચ પંડિતે તેનો પોતાની ભાષામાં તરજુમો કર્યો એ તરજુમાના તરજુમામાં શોપન હોઅર ફિલસૂફે ઊંડી ઊંડી ભાવનાઓ દીઠી; અને ઉપનિષદોની સાથે કોલબ્રૂક આદિ વિદ્વાનોએ પ્રકટ કરેલા હિન્દુ કાયદાઓ, બૌદ્ધ ધર્મના ફ્રેંચ પંડિતોના ગ્રન્થો, અને પોતાને મળી શકયું તે બીજા સાહિત્ય ઉપરથી કોમ્તે હિન્દુ સંસ્કૃતિ અને હિન્દુ સંસારમાંની કેટલીક ભાવનાઓ અને સંસ્થાઓની મનુકુલોન્નતિવાદની દૃષ્ટિએ સ્વતંત્ર સમીક્ષા કરી છે. સર હેન્રિ કોટન, મણિલાલ નભુભાઇ, ગોવર્દ્ધનરામ આદિએ "સુધારકો"ના અન્ધ અનુકરણ, અને "ન્યાય" "નીતિ" "સમાનતા" "કુદરતી હક" આદિના શુષ્ક અનૈતિહાસિક પોકળ પોકારની પાછળ જડ વાસનાઓના દાસત્વની સામે, તપોમય સુધારા સાથે હિન્દુ સંસ્કૃતિના સદંશો સમઝીને તેની દેશકાલાદિ ઐતિહાસિક પરિસ્થિતિને અનુકૂલ પુનર્ઘટના માટે નવા વિચાર ફેલાવ્યા, તેનું બીજ કોમ્તની આ ચર્ચાએ આપેલી દૃષ્ટિએ, તેમ તેમાંથી ફૂટેલા સોશિઓલોજી ( સમાજશાસ્ત્ર )ના નવા અભ્યાસની દૃષ્ટિએ, આપણા પ્રાચીન સાહિત્યને તેમણે વિચારવા માંડયું, એ હતું. અંબાલાલભાઇએ તો કોમ્તનાં પુસ્તકો દીઠાં પણ નહીં હશે એમ ધારું છું.

દેશદેશાન્તરે સર્જેલાં સરલ ગંભીર વચનો માલુમ પડશે.

---

પ્રજાસ્મિતા ( national consciousness નૅશનલ કૉન્શિયસનેસ )ની દૃષ્ટિએ પ્રજોન્નતિવાદ ( nationalism નેશનાલિઝમ્ )ને જ આ અભ્યુદયાધિકયવાદ કે મનુકુલોન્નતિવાદનું વ્યવહારુ વાસ્તવિક રૂપ ગણી શકાય, પ્રજાપ્રજા વચ્ચેના ઈર્ષ્યા, દ્વેષ, આદિને વિષયપટની બ્હાર રાખિયે તો. પરંતુ ભાવનાઓ ઉત્પન્ન થાય છે, ફેલાય છે, શક્તિમત્તા મેળવે છે, અને પાછી નિષ્પ્રાણ બની જાય છે, ઐતિહાસિક કારણો અને સંજોગોની અનુકૂલતા પ્રમાણે. માત્ર ફિલસૂફીની બુદ્ધિપ્રવૃત્તિમાંથી આવી લીલા વિલસતી નથી. અને પ્રજોન્નતિવાદ ઊગ્યો અને મધ્યાકાશે ચ્હડયો તેનો ઇતિહાસ, અભ્યુદયાધિકયવાદ અને મનુકુલોન્નતિવાદ ફિલસૂફી શોખીનોના ઘોળમાં ફેલાયા તેના ઇતિહાસથી નિરાળો છે.

ઉપર "ગમે તે પ્રકારે" એ શબ્દો વાપર્યા છે, કારણ કે શુદ્ધ વ્યક્તિસ્વાતંત્ર્યવાદ ઉપર દલીલ રચિયે તેમાંથી આ ત્રણમાંથી એકે ભાવના સિદ્ધ થઈ શકતી નથી, તે ફિલસૂફીના અભ્યાસીઓને જાણીતું છે.

પ્રજાને એક દેહ એક સમૃદ્ધિ એક આત્મા ગણી તેની ઉન્નતિને પરમ કર્તવ્ય ગણી તે સાધવાને રાજકીય સામાજિક આર્થીય કેળવણીના કલાના સાહિત્યના શેહરોના ગામડાંના એમ તમામ ક્ષેત્રોમાં મથવું,—એ નેશનાલિઝમ. આને માટે ઉપર લખતાં લખતાં પ્રજોન્નતિવાદ શબ્દ લેખણે એટલે કે પૂર્વાપર અન્વયે ઊપજાવ્યો; પરંતુ એ શબ્દ એ અર્થ માટે ભાગ્યે ચાલી શકે. એ અર્થ માટે અસ્મિતા ઉપરથી મેં બીજે પ્રસંગે વાપરેલા પ્રજાસ્મિતા, પ્રજાસ્મિતાવાદ, પ્રજાસ્મિવાદ એ શબ્દો ચાલે છે, તે જ વધારે અનુકૂલ જણાય છે.

કેટલાંક ભાષણો અને વ્યાખ્યાનોની આખી દલીલ એ ભાવનાના વિવેચન જેવી છે. એઓ કહેતા, આપણે (આપણા દેશને) માથે કરોડોનું કર્જ છે, આપણે દર વર્ષે છસાત કોટિરૂપિયાનું નવું કર્જ કરિયે છિયે; વળી આપણા દેશમાં આગગાડી, અંબાડો (જ્યૂટ), ચ્હા, વગેરે 'વાણિજ્ય(industries ઇન્ડસ્ટ્રીઝ)'+ આજે પરદેશીના હાથમાં છે, તેની મૂડીનો ઘણો મોટો ભાગ પરદેશથી આવેલો છે, અને દર વર્ષે વ્યાજ

---

+ ઑ૦ વાણિજ્ય શબ્દ industries યાંત્રિક ઉદ્યોગના અર્થમાં વાપરતા; વ્યાપારવાણિજ્ય, trade and industry. પણ વાણિજ્ય શબ્દનો અર્થ વ્હેપાર જ થઇ શકે. (ન્હાનામોટા વ્હેપારમાં આપ લે થતી જણસો તે વણજ, વાણિજ્યનો માલ, અર્થાત્ વાણિજ્ય એટલે વ્હેપાર.) સંખ્યાબંધ મજૂરો, સાંચાઓનાં કારખાનાં, અને લાખો કરોડોની મૂડી વડે ચાલતા ઇન્ડસ્ટ્રી, Capitalised factory iudustries with power-driven machinery, and labour congregated in numbers એને માટે વાણિજ્ય શબ્દ ખોટો છે, ઉદ્યોગ શબ્દ અપૂરતો છે, કારખાનાં ગિરણીઓ આદિ શબ્દો પણ ઠીક નથી. એક જ શબ્દ બધા યે અન્વયમાં વાપરી શકાય એવો મળશે પણ નહીં. સાંચાકામ ઉપર ભાર દેવો હોય ત્યારે એને માટે યાંત્રિક ઉદ્યોગ, સંખ્યાબંધ મજૂરો ઉપર ભાર દેવો હોય ત્યારે સમૂહોદ્યોગ, મૂડી ઉપર ભાર દેવાની જરૂર હોય ત્યારે મૂડીધનોદ્યોગ, એવાએવા પારિભાષિક શબ્દો વગર ચાલવાનું નથી. તેમ capitalist=મૂડીપક્ષી, અને મૂડીદાર, મજૂરો કે કામગારોના પક્ષનાને માટે કામગારપક્ષી, ટ્રેડયૂનિયન

અને નફાની મોટી રકમ તાણી જાય છે. એ બધી મૂડી આપણે જ ધીરેધીરે ભરી દઇયે નહીં ત્યાંલગી એ ય આપણું કર્જ છે; આપણું નહીં તો કયો કાકો તે આવીને ભરી આપવાનો હતો કે એ તેનું ગણાય! વળી આપણી વસ્તીમાં સોએ એંશીપંચ્યાશી ખેડુતો છે, તે કેટલા બધા દેવાદાર છે, આપણા જ શાહુકારોએ ધીરેલી રકમોમાં વ્યાજનાં વ્યાજ ઊમેરાતાં એ આટલું મોટું થઇ ગયું છે, તથાપિ દેવું તે દેવું,–જાણે કોટે ઘંટીનું પડ બાંધ્યું હોય એટલો મહાભારત કર્જનો બોજો એ બીચારા વહે છેઃ–માટે આપણે તો "દેવાદારના દીકરા!" એઓ કહેતા, હિન્દ મ્હારું વતન, ગુજરાત મ્હારું ગામ, અમદાવાદ મ્હારી પોળ, ખાડિયું મ્હારું વારસે મળેલું ઘર છે. વળી કહેતાઃ હવા જ આપણામાં જાણ્યેઅજાણ્યે પેસી જઇ સારા–નરતા બે ય પ્રકારના જન્તુ આપણામાં ભેળવી દે છે એમ ન સમઝવું; ધર્મ–અધર્મ, નીતિ અનીતિ, જ્ઞાન–અજ્ઞાન, ધનિકતા–નિર્ધનતા, શક્તિ–અશક્તિ, સ્વાતંત્ર્ય–ગુલામગિરી, સાહસ–ભીરુતા, સર્વ એ જ પ્રકારનાં ઊડતાં હવાઇ ચેપી સત્ત્વો છે; એ દ્વંદ્વોમાંના પ્રથમની સત્પુરુષાર્થજન્ય ઇચ્છા–પ્રવૃત્તિ વડે યોગ્ય વૃદ્ધિ અને ખીલવટ કરવાની–પ્રેરવાની પોષવાની જરૂર છે. દેશાભિમાન, દેશભક્તિ, દેશા-

---

માટે કામગારસંઘ, એવાએવા શબ્દો પણ જોઇશે જ. વળી કામ વગરનો રખડતો unemployed તે બેકાર તો કામે લાગેલા મજૂરને કામગારને બદલે કામકાર પણ શાને ન કહેવો? કામકાર કામકારમંડળ કામકારપક્ષ, વગેરે.

સ્મિતા, દેશસેવા, આર્યત્વ, સંસ્કૃતિ, કલા, 'વાણિજ્ય', આદિની વિવૃદ્ધિના પોકાર કરવા રહેલા છે; પણ ખરો સદાચાર, સાચો પુરુષાર્થ, સંગીન શક્તિમત્તા ( efficiency એફીશિયન્સી ) આવી યોગ્ય પ્રગતિના માર્ગો ઝીણવટથી, આગ્રહથી, સતત શોધતાં રહેવું, અને પ્રવર્તાવતા રહેવું, એમાં સમાયલાં છે. કેળવણી, સાહિત્ય, સંસારસુધારો, આર્થીય અને રાજકીય ઉન્નતિ, એ વ્યવહારુ વિષયો ઉપરના એમના વિચારતંત્રને એમના ધર્મ સમ્બન્ધી મન્તવ્યો જોડે સાંકળનાર મજબૂત અંકોડો એમની આ ભાવના છે. અથવા કહો કે એમની ધર્મવાસના એમના કેળવણી, આર્થીય પ્રગતિ આદિ વિષયને લગતા સર્વ આચારવિચારની વ્યવહારુ, પ્રવૃત્તિમાં આ અંકોડા કે નળ દ્વારા વહી આવીને એમની સમસ્ત બુદ્ધિસૃષ્ટિને શુદ્ધ સતેજ અને કૃતિપરાયણ બનાવી રહે છે. એમના **'ભાષણો અને લેખો'**નો સંગ્રહ આ ભાવનાના સરલ અસરકારક યુક્તિવાદ કે માનનીય પાઠ્ય પુસ્તક (textbook ટેક્સ્ટબુક ) જેવો છે, અને એમાં જ એની કાયમની ઉપયોગિતા છે.*

---

* ઊછરતા કિશોરોમાં દેશભક્તિ ખીલવવા માટે અંબાલાલભાઇ હરેક પ્રકારના નિર્દોષ ઉપાયને બનતું ઉત્તેજન આપતા. સંગીતનો એમને શોખ હોય કે એનું લેશ પણ જ્ઞાન હોય, એવું મ્હારા જાણવામાં નથી. છતાં સ્વદેશભક્તિનાં ગીતો કીર્તનો આદિને પોતે કેટલો અને કેવા પ્રકારનો ટેકો આપતા હતા, તે

## ૫: કેળવણી.

શિક્ષિત જાગરિત વિવેકસમ્પન્ન અને કર્તવ્યનિષ્ઠ બુદ્ધિ તથા તેમાંથી પ્રકટતી અને તેના કહ્યાસર અમલ કરતી સંગીન ઇચ્છા-શક્તિ એમની વિચારમાલામાં સર્વ માણસાઇ, સદાચાર, અને અભ્યુદયનું મૂલ હોવાથી, પ્રજામાં કેળવણી જેમ બને તેમ જલદી અને વધારે ફેલાય એ માટે અંબાલાલભાઇને કેટકેટલો આગ્રહ હોય એ દેખીતું છે. કેળવણીના પ્રસારને એઓ બીજી સર્વ પ્રગતિના બીજ રૂપે જોતા. આ મહાવિષય ઉપર એમના વિચાર આ 'સંગ્રહ'માં ઘણે સ્થલે જેટલી સ્પષ્ટતાથી તેટલા જુસ્સાથી રજૂ કરેલા માલુમ પડશે. એ વિચારોનો સાર મેં થોડા વખત ઉપર બીજા પ્રસંગમાં* ૭ સિદ્ધાંતો રૂપે પ્રકટ કર્યો છે, તે જ અહીં ઊતારી લઉં છું.

" સ્વ. અંબાલાલ આપણા દેશની અધોગતિના સંબંધમાં કહેતાં કે જ્ઞાનની આપલે અને ખીલવટમાં આપણી સ્થિતિ

---

રા. રા. હરિપ્રાદ વ્રજરાય દેસાઇએ રા રા. કેશવલાલ હરગોવિંદદાસ શેઠની 'સ્વદેશ ગીતાવલિ'માં લખેલી પ્રસ્તાવનામાં સારી રીતે વર્ણવ્યું છે:-"દિ. બ. અંબાલાલે આઠ આઠ દિવસ સુરતમાં આ ભજનમંડળી ફેરવીને આમાંનાં ગીતો ગવડાવ્યાં હતાં." દિ૦ક૦ સુરતે નિમંત્રેલી કોંગ્રેસ ભાંગી તે પ્હેલાના આઠ દિવસો દરમિયાન. આ બનાવ વિશે જુવો આ નિબન્ધનો અંત.

* 'ગાંડી ગુજરાત' એ નિબંધમાં: જુવો નવજીવન અને સત્ય માસિક, અકટોબર ૧૯૧૬.

હજી કેવલ ન્હાનીન્હાની દુકાનદારી અને ગાંધીવટાંની છે. પેદાશને આધાર ખપત ઉપર છે. ખપત અથવા માગ ( demand ડિમાન્ડ ) વધે તેમ તેમ જ પેદાશ અથવા ઉત્પન્ન ( supply સપ્લાઇ, production પ્રોડક્શન ) વધી શકે, એ મહાનિયમ માત્ર સ્થૂલ પદાર્થોને લાગુ પડે છે એમ નથી. સાર્વજનિક કેળવણી વગર વિચાર અને વાઙ્મયની માગ અત્યન્ત સંકુચિત રહેવાની, અને શાળા પાઠશાળાઓને લઇને જે થોડી ઘણી ખપત છે, તે ઉપર પણ સરકારના જાપતા છે. હિન્દની ભાષાઓનું ખેડાણ અને તેમાંના આપણા વાઙ્મયની અભિવૃદ્ધિ આમ અતિમન્દ થઇ ગયાં છે. એ પરિસ્થિતિ સુધારવાને માટે એમણે નીચેના ૭ સિદ્ધાન્તો બાંધેલા હતાઃ

" (૧) કેળવણીખાતાની છૂટ વધવી જોઇએ.

" (૨) નીચેથી ઠેઠ ઊંચે સુધી સર્વ કોટિના શિક્ષણનો પ્રસાર વધાર્યો જવો જોઇએ.

" (૩) પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત થવું જોઇએ, અને બીજું બધું શિક્ષણ બનતનાં સુધી સસ્તું થવું જોઇએ.

" (૪) માતૃભાષા દ્વારા અપાતા શિક્ષણનો પ્રદેશ નિરન્તર વધાર્યો જવો જોઇએ, અને ઊંચામાં ઊંચું શિક્ષણ પણ માતૃભાષા દ્વારા મળી શકે એમ થવું જોઇએ.

" (૫) સફળ શિક્ષણ, સંગીન વિચાર, દૃઢ ચારિત્ર,

અને શક્તિઓનો પરિપૂર્ણ અને વળી સમતોલ વિકાસ માતૃભાષા દ્વારા જ શક્ય છે, અને સમય આદિના વ્યયનું જે મૂલ્ય તેને માટે બેસે છે, તે ધ્યાનમાં લઇશું તો ખાતરી થશે, જે માતૃભાષા દ્વારા જ એ વિકાસ સસ્તો પડે છે.

"(૬) અને બધું જ શિક્ષિણ માતૃભાષા દ્વારા—એ પ્રજાપણાના વિકાસનું અને ખરા સ્વરાજ્યનું આવશ્યક અંગ છે.

"આ સિદ્ધાન્તના સમર્થન અને સાર્વત્રિક સ્વીકારને માટે ઇ. સ. ૧૮૮૩ ના હુંટર કમિશનથી માંડીને એમને જેજે પ્રસંગો મળ્યા તે સર્વમાં એમણે યથાશક્તિ પ્રયાસ કરેલો હતો. અને વળી એમની વફાદારી હિન્દના પૂરા અને સર્વદિક્ વિકાસને માટે બ્રિટિશ છાયાછત્ર જ સૌથી વધારે અનુકૂલ છે એવી એમની દૃઢ શ્રદ્ધા, અને સુધારાનું ખરું સ્વરૂપ શાન્ત સળંગ કુદરતી વિવૃદ્ધિના જેવું છે, ત્રુટીઓ અને વ્યુત્ક્રમો વાળી તોફાની દોડાદોડ વડે સુધારો શક્ય જ નથી, એવી એમની ઊંડી પ્રતીતિ;—એ સર્વ એમનાં તમામ ભાષણ લખાણ અને આચરણમાં એટલાં તો સ્પષ્ટ છે, કે એવા કોઇ દૃષ્ટિબિન્દુથી યે એમના ઉપલા સિદ્ધાન્તો"ની ઉજ્જવલતા શંકાની લેશ પણ છાયાથી ઝાંખી પડે એમ નથી.

આવા સિદ્ધાન્તોમાંથી એમની વ્યવહારુ હિતસાધક કૃતિપરાયણ બુદ્ધિ કેવાં કેવાં લક્ષ્યો અને કર્તવ્યસૂત્રો ઊપજાવતી તે પણ જરા જોઇયે.*

---

* જોવું ધાતુનું' રૂપ હોય ત્યાં જોઇયે, બીજા બધા અર્થોમાં રૂઢિ પ્રમાણે, જોઇએ.

અંગ્રેજી કેળવણી મેળવનારી પ્હેલી એક બે પેઢીમાં ઇંગ્લિશને માતૃભાષા કરી લઇએ તો જ આપણો અભ્યુદય શક્ય એવો પવન ઘણા ભણેલાઓના મગજમાં ભરાયો હતો. હજી પણ એ પ્રતીતિવાળા કેળવણીમાં પછાત પ્રાંતોમાં અને વર્ગોમાં, હિન્દની કોઇ પણ મોટી ભાષાને પોતાની માતૃભાષા ન ગણી શકે એવાં બેનસીબ ટોળાંઓમાં, અને ખાસ કરીને ખ્રિસ્તી થયેલા હિન્દીઓમાં ઘણા હશે. પરંતુ લોકમત આજે એટલી મજલ સુધી પ્હોંચ્યો છે કે આ પ્રતીતિ કેટલી ખોટી છે અને એવા પ્રયાસ કેટલા તો અશક્ય છે, તે બતાવી આપવાની જરૂર રહી નથી× તથાપિ હજી માધ્યમિક કેળવણીનાં ઉપલાં ધોરણોમાં શિક્ષણપરીક્ષણનું વાહન (medium મીડિયમ ) ઇંગ્લિશ છે તે કાયમ રાખવું, કે ના તે ઠેકાણે

×આ કરતાં ઊતરતા મહત્ત્વનું વલણ–આપણું તે બધું સાજરા એવું જ લાગે, અંગ્રેજી તે સુંદર જ લાગે એ પ્રકારનું, ઘણું વધારે સામાન્ય હતું. એકબે રમુજી–અત્યારે આપણને રમુજી જ લાગે એવા–દાખલા નોંધું. રા. રા. નરસિંહરાવનું 'સ્મરણમુકુર' ૧લો લેખાંક જુવો (મૂલ પ્રકટ થયેલો, ગુજરાત માસિક અંક ૧ માં ); એ બાલકને તેની માતાને માટે સમ્બોધનશબ્દ શો શીખવવામાં આવેલો તે જુવોઃ–', મંમા ( mamma ) " ! પ્રાર્થના સમાજી "સુધારો" લોકપ્રિય ન થઇ શકયો તેનાં આવાંઆવાં ઝીણાં કારણો પણ ખરાં સ્તો.

પતિથી પોતાની પત્નીનું નામ તો ન લેવાય, એટલે એ ઝમાનાના સ્વ. ભોળાનાથભાઇની ઉંમરના અને એમનાથી દાયકો

માતૃભાષા દાખલ કરવી એ વિશે મતભેદ ચાલે છે, અને ઉચ્ચ કેળવણી માતૃભાષા દ્વારા આરમ્ભવાનો કાલ હજીયે

ન્હાના પતિઓમાંથી "કેળવાયલા" કેટલા ય, 'અલી'. 'મકું', 'સાંભળો છો કે?', એવાં રૂઢ સમ્બોધનોને બદલે 'માઇ ડીયર', 'ડીયર', વગેરે વાપરતા. અને અંગ્રેજી ન ભણેલા મ્હેતાજીઓ આનો જ તરજુમો 'વ્હાલી', 'પ્રિયે', આદિ કહી મરતાઃ ઘરને રંગભૂમિ બનાવતા! પેલી બીચારી રખેને કોઇ માણુસ જેવું માણુસ સાંભળી જશે એવી શરમમાં અધીં થઇ જાય, પણ આ આપણા "સાહેબ" અને ટ્રેનિંગ કાલેજિયા સાહેબ તેને એવી ટેવ પાડી દેવાના આગ્રહી! પત્નીને નામ દઇને અગર ટૂંકાવેલા નામથી બોલાવવાનો મહાભારત (!) સુધારો ગુજરાતી ઉચ્ચ વર્ણોમાં નંદશંકર, નવલરામ, અને હરિલાલ હર્ષદરામ ધ્રુવની હારના પતિઓથી જ દાખલ થવા માંડયો, તે પહેલાં નહીંઃ અને પત્નીઓએ પતિને નામ દઇને સમ્બોધવા માંડયા, તેને તો આપણી પ્હેલી સ્ત્રી ગ્રેજ્યુએટને થયાં હશે તેટલાં વર્ષ પણ નથી થયાં.

વળી ખાનગી સમયમાં અને પત્રોમાં પ્રિયતમાઓને શેકસ્પીયરનાં નાટકોમાંથી મિરેન્ડા, કોર્ડીલિયા, પોર્શિયા, જેવાં "સુમધુર" અંગ્રેજી નામો અર્પીને રોમાંચ અનુભવનારા ઊર્મિલ પતિઓ રા. નરસિંહરાવથી રા. કનૈયાલાલ લગીના સુધારકોમાં ન્હોતા જ પાકયા એમ ન સમજવું. એ વેલો હજી યે છેક મરી ગયો નહીં હોય!

યુરોપમાં જરા જુવો. યુરોપીય ઉચ્ચ કેળવણી મોટે ભાગે ગ્રીકલેટિન સાહિત્યની હતી તે સૈકાઓ દરમિયાન પ્રેમકાવ્યોમાં પ્રિયાને માટે સિન્થિયા, એમરિલિસ, વગેરે પ્રાચીન "સુમધુર" નામો ધણાં વપરાતાં.

દૂર દૂર છે. વળી એ પણ લક્ષમાં રાખવું આવશ્યક છે કે હિન્દની ભાષાઓમાંથી એક બંગાળી શિવાય બીજી કોઇમાં ઉચ્ચ કેળવણીનું મહાકર્ત્તવ્ય તેનાં બધાં અંગોપાંગમાં તત્કાલ કે થોડા સમયમાં યથાયોગ્ય ઉપાડી લઇ શકે એટલી મગદૂર હજી આવેલી નથી; કદાચ બંગાળીમાં પણ હજી કેટલાક મોટા વિષયોને લગતા સ્વતંત્ર સંગીન ગ્રન્થો નહીં હોય.* બેશક પ્રજાસ્મિતાની ઉષ્મા વધતી આવે છે, તેમ

---

અને પુનઃ પ્રબોધકાલ (re-nascence રીનેસન્સ) ને નામે ઇતિહાસમાં ઓળખાય છે તેવા સંક્રાન્તિકાલો દરમિયાન દરેક દેશમાં અનેદરેક પ્રજામાં આવુંઆવું ઘણું યે બને છે; કુદરતી રીતે જ બને છે, અને કુદરતી રીતે પાછું ભૂસાઇ જાય છે. આપણે એ "મગ્મા" "બેબી", "જ્યૂબિલી" "ક્રાડીંલિયા," "સિન્યિયા", આદિ પ્રયોગોને જરા ટોકિયે તે ભલે, પણ ભૂલવું ન જોઇએ કે એ માત્ર સમય બુદ્બુદો સમય વ્હેતાં એની મેળે શમી જાય છે.

* ગુજરાતીને માટે જ જોઇયે તો, છેલ્લા દાયકામાં ગાયકવાડ સરકારનું ભાષાંતરખાતું, સાબરમતી વિદ્યાપીઠ અને પુરાતત્ત્વમંદિર, અને મુંબાઇ તથા પાટણનાં આયુર્વેદ વિદ્યાલય જેવાં ખાતાંઓ તર્ફથી સામાન્ય જ્ઞાન, વિજ્ઞાન, ફિલસૂફિ, આદિ વિષયો ઉપર પુસ્તકો પ્રકટ થતાં આવે છે જેમાંનાં કેટલાંક સારાં હોય છે. રા. રા. જયકૃષ્ણ ઈંદ્રજીના વનસ્પતિશાસ્ત્ર જેવું સ્વતંત્ર પુસ્તક પણ કોઇક પ્રકટ થાય છે ખરું,-તથાપિ ઉચ્ચ કેળવણીને માટે ભાષામાં ઘણાખરા જ્ઞાન વિષયો ઉપર સ્વતંત્ર સજીવન વિચારકો અને લેખકો અને તેમનાં પુસ્તકોની ધારા વહેવી જોઇએ:

તેમ રાજકીય આર્થીય આદિ વિષયોની ચર્ચા માતૃભાષા દ્વારા ફેલાતી જાય છે, અને જો કે આમાં પક્ષાપક્ષિ, રાગ-દ્વેષ વગેરે વધારે પડતાં હોય એ કુદરતી છે, તો પણ ભાષાને અને પ્રજાના જ્ઞાનમાં કંઇ ને કંઇ લાભ થતો જાય છે. આવા વિષયો ઉપરનાં પક્ષપાતી ચોપાનિયાં ભાષણો અને પુસ્તકોને પણ ન ગણિયે, તો પણ માતૃભાષાના પોતાના પઠનપાઠનમાં આગ્રહ અને શાસ્ત્રીયતા વધે છે, જૂના સાહિત્યનો જીર્ણોદ્ધાર થતો આવે છે, અને નવું સાહિત્ય ખીલે છે, એ તો લાભ જ છે. અને હિન્દની બાર–ચૌદ મોટી અને ખેડાયલી ભાષાઓ, કંઇક આપે ખીલવાથી તો કંઇક પરસ્પર આપલેથી, શક્તિમાં શબ્દભંડોળમાં વાઙ્મયના જથા અને વિવિધતામાં અને સજીવનતામાં વર્ધમાન વેગથી પુષ્ટ થતી આવે છે એ નિર્વિવાદ છે. કાલબળ આ

---

આથી ઉલટું કેળવણી ઊંચા ઊંચા ક્રમ ઉપર માતૃભાષામાં દેતા જઇયે, તેમ તેમ એવાં પુસ્તકો રચાવાં વધારે સંભવિતઃ ગંભીર પુસ્તકોના પંડિતોને હાથે સુવાચ્ય તરજુમા પણ માગ ઉત્પન્ન થાય તેમ તેમ જ રચાય, અને ઉચ્ચ કેળવણીમાં માતૃભાષાને વાહન તરીકે દાખલ કરવી, એજ આ માગ ઉત્પન્ન કરવાની શરુંવાતઃ આ પ્રમાણે ઊંચી કેળવણી અને ઊંચા વાઙ્મયનો અન્યોન્યાશ્રય થાય છે. સારાંશ કે ધીરે ધીરે ઊંચા ઊંચા પગથિયાની કેળવણીને માટે માતૃભાષા વાહન તરીકે દાખલ કરવાની નીતિ દૃઢતા અને ઉમંગથી સેવવી એ જ સાચો માર્ગ છે.

પ્રમાણે ખરી સંગીન પ્રગતિની દિશામાં વહે છે, તદપિ એટલાથી અંબાલાલભાઇ જેવા પુરુષાર્થીની તીક્ષ્ણ લોકહિત સાધક દૃષ્ટિને સંતોષ હતો નહીં. એઓ આપણા અસંખ્ય ગામડાંની વસ્તીને સ્ત્રીપુરુષ દાક્તર વૈદ્યોની કેટલી બધી જરૂર છે તે બતાવીને કહેતા: ત્હમે આયુર્વેદ–પારંગત પંડિતોને તૈયાર કરવામાં ભલે બારપંદર વર્ષ લગાડો; આયુર્વેદના ઉપકારક અનેકાનેક શાસ્ત્રો વિજ્ઞાનો અને વિદ્યાકલા ત્હમે એમને ભલે પારકી ભાષા દ્વારા શીખવો; અને એવા શિક્ષણનો ખર્ચ ભલે ત્હમે ફાવે તેટલો વધારી મુકો. પણ હોસ્પિટલ આસિસ્ટંટો ( hospital assistants ), કમ્પાઉન્ડરો ( compounders ), પરિચારકો પરિચારિકાઓ ( nurses ) અને સૂયાણીઓ ( midwives )ના વર્ગોમાં પણ અંગ્રેજી દ્વારા જ શિક્ષણ એ તે કેવી લોકરક્ષા અને કેવી રાજનીતિ ! જેમ અંગ્રેજી નિશાળોનો આરમ્ભ થયો ત્યારે ગણિત અને બીજા એક–બે વિષયોના ઊંચા વિભાગોને માટે પણ બુકકમિટિ ( book committee ) એ ગુજરાતી પુસ્તકો તૈયાર કર્યા હતાં, તેમ અંગ્રેજી વૈદ્યકીય કેળવણીની શરુવાતમાં વનસ્પતિશાસ્ત્ર શારીર અને બીજા એકબે વિષયો ઉપર મરાઠી ગ્રન્થો રચાવાયા હતા.× આ

---

× આ મરાઠી ગ્રન્થો મેં જોયા છે. આને મળતા ગુજરાતી ગ્રન્થો પણ થયા હશે, રચાવાયા હશે, પણ તે હજી લગી–ગણિત શિવાયના વિષયો ઉપરના–મ્હારા જોવામાં આવ્યા નથી. વડોદરા

ક્રમ જ ચાલુ રાખવો જોઇતો હતો. અને આ શાસ્ત્રો અને કલાઓની હલકી અને મધ્યમ કોટિનું બધું શિક્ષણ માતૃભાષા દ્વારા રચવું જોઇતું હતું. આમ કર્યું હોત તો અર્ધ સદીની અંદર દરેક મોટા ગામડામાં દવા અને માવજત કરનાર માણસો થઇ ગયાં હોત, અને આખા દેશના મરણ પ્રમાણમાં મોટો અતર્ક્ય લાભદાયી ફેર પડી જાત. શરુવાતમાં પુસ્તકો શિક્ષણ અને પરિભાષા આદિમાં ભૂલો બેશક ઘણી થાત, પણ તે જ્ઞાન વધતાંવધતાં અને મેડિકલ કોલેજમાં ભણેલા પારંગત પંડિતોની સંખ્યા વધતી જતાં સુધરી આવત. વળી એ વિદ્યાઓ અને કલાઓ માતૃભાષા દ્વારા શીખવાત તેથી વૈદ્યો અને હકીમોની વિદ્યા પણ આંગ્લ વિદ્યા સાથે આપોઆપ ભળતી આવત; અને એ આપણી જૂની વિદ્યાઓ આજે તો છેક મરવા પડી છે, તેવી એમની દુર્દશાની પાળી આવત જ નહીં.

આ આશાવાદી [ optimistic ] તર્ક–પરમ્પરામાં શિક્ષણને લગતા વધારે નહીં તો ત્રણ મુદ્દા સર્વ માન્ય થવા યોગ્ય છે.

---

ભાષાન્તર ખાતું, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, ફાર્બસ સભા જેવી સંસ્થાઓએ આ જૂના પ્રયાસો થયા હોય તો શોધી કાઢવા જોઇએ, તપાસવા જોઇએ, તેમાં જે સારા પારિભાષિક શબ્દો આદિ હોય તે જાહેરમાં મુકવા જોઇએ, અને જે કોઇ ગ્રન્થ કે ગ્રન્થ ભાગ આજ પણ ચાલી શકે એવા હોય-વૈજ્ઞાનિક વિષયોમાં ભાગ્યે હોય, પરંતુ કદાપિ હોય તો–તે ફરી છાપીને પ્રસિદ્ધિમાં મુકવા જોઇએ.

(૧) કેટલાં વર્ષ ? કેટલો ખર્ચ ? એ સવાલ દરેક શિક્ષણ ક્રમ યોજતાં બહુ સાવધાનીથી અને પ્રજાના જે ભાગને માટે એ ક્રમ ધારવામાં આવે તેના તર્ફ પૂરી સહાનુભૂતિથી તપાસવાના છે.

(૨) કોઇ પણ શિક્ષણક્રમ પૂરો કરીને તૈયાર થયેલા માણસો જેમ દેશને વધારે મોટી સંખ્યામાં જોઇતા હોય, તેમ તે શિક્ષણક્રમ વધારે સસ્તો અને અલ્પ મુદ્દતનો રચવો જોઇએ, અને વિષય મહાન કે પ્રશાખી હોય, તો તેનાં ટૂંકો, મધ્યમ, લાંબો, અને આયુષ્યાવધિ ક્રમ એવાં જૂદાં જૂદાં રૂપ રચવાં જોઇએ; જૂદાં જૂદાં તથાપિ સંલગ્ન, કે ગરીબ માણસ એક પૂરો કરી વ્યવહારમાં પડીને પછી પાછો તે પછીના ક્રમનો અનુકૂલતા પ્રમાણે અભ્યાસ કરી પોતાની યોગ્યતા વધારી શકે. બેશક, અદ્દકચરું જ્ઞાન શુદ્ધ અજ્ઞાન કરતાં વધારે હાનિકારક નીવડી શકે, અજ્ઞાનની કુદરતી વિનીતતા ઊડી જઇ અર્ધદગ્ધ જ્ઞાનનું જીદ્દી હુંપદ તેની જગા લેતું હોવાથી. પણ આ દોષનું નિવારણ આ પ્રમાણે શેરને માથે સવાશેર જેવાં શિક્ષણ–ક્રમનાં અનેક રૂપ રચવાથી થઇ જાય છે.

(૩) જે વિષયોના સમ્બન્ધમાં જનસમાજમાં સામાન્ય જ્ઞાનનો ફેલાવ, ચર્ચાનો પ્રસાર, અને સાહિત્યની વિવૃદ્ધિ ઇષ્ટ હોય, તે વિષયોનું ઊંચામાં ઊંચું પઠનપાઠન માતૃભાષા દ્વારા થવું જ ઇષ્ટ છે. દાખલા તરીક આપણી પ્રજાસ્મિતા

આર્થિક વિષયોમાં જાગી અને "સ્વદેશી" માટે આગ્રહ પૂર્વક પ્રયાસો થવા માંડયા, ત્યારથી અર્થશાસ્ત્રને લગતા પ્રશ્નોની સરલમાં સરલથી માંડીને ગહનમાં ગહન, સંકુલમાં સંકુલ, અને ગંભીરમાં ગંભીર બધી ચર્ચા પ્રજા સમક્ષ મુકવાની અર્થાત્ માતૃભાષાઓમાં ઊતારવાની ફરજ એ વિષયના પંડિતોને માથે પ્રાપ્ત થઇ છે. વળી ઈ. સ. ૧૯૧૭ ના ઑગસ્ટ માસની ૨૦ મી તારીખે બ્રિટિશ શાસનનું લક્ષ્યબિંદુ હિંન્દમાં લોકમતાધીન* શાસન ક્રમેક્રમે ઉત્પન્ન કરવાનું છે, એ પ્રતિજ્ઞા સંપૂર્ણ વિધિપુરઃસર લેવામાં આવી, ત્યારથી રાષ્ટ્રીય વિષયોને લગતી એવી ચર્ચાઓ પણ પ્રજામાં ખંત વિદ્વત્તા અને સમતાથી પ્રવર્તાવવાની નવી ફરજ પ્રાપ્ત થઇ છે. પરંતુ આ વિષયોનાં પઠનપાઠન કેળવણી ખાતાના કોઇ પ્રદેશમાં હજી માતૃભાષાઓ દ્વારા થતાં ન હોવાથી એવી ચર્ચા લખાણ આદિ કરવા ઇચ્છનારને ઘણી ઘણી મુસ્કેલીઓ નડે છે. પરિભાષાઓ યોજવાનું કામ સહેલું કે

* Responsible Government. રિસ્પોન્સિબલને માટે 'જવાબદાર' શબ્દ હાલ ચાલે છે, તે તો પુસ્તકશાળાના કબાટમાંથી કોઇ પુસ્તક કહાડિયે ત્યારે તેની જગા સાચવી રાખવાને લાકડાનું ચોસલું મુકિયે છિયે તેના જેવો છે. લોકમતાધીન, પ્રજાધીન, શાસન ( government ), કે શાસનતંત્ર ( constitution ), કે તંત્ર ( administration ) એ શબ્દો આ અર્થને માટે વપરાવા જોઈએ.

અલ્પ કાલનું નથી. પંડિતો અને પ્રજાના અન્યોન્યાશ્રય વડે જ અન્ધબેસતી પરિભાષાઓ ધીમેધીમે પ્રતિષ્ઠા પામી શકે છે. પરિભાષાને યોજતાં, તેમ યોજાઇને વાગ્વ્યાપારમાં પ્રવેશેલી પરિભાષાને રૂઢ થતાં સમય લાગે છે. એટલે આ બંને પ્રકારનો વિલમ્બ નડયા કરે ત્યાં સુધી એ વિષયોમાં લોકમતને કેળવવાનું કામ સામી રેલે અને સામે પવને નાવ હંકારવાના જેવું થાય છે: શ્રમ ઘણો પડે છે, અને ફલ અલ્પ આવે છે. એ વિષયોનું પઠનપાઠન શિક્ષણાલયોમાં માતૃભાષા દ્વારા થતું હોય છે, તો આવીઆવી નડતર થોડા જ સમયમાં જીતી શકાય છે.

વળી પરિભાષા એટલે અમુક વસ્તુઓ અમુક ગુણો અને અમુક ક્રિયાઓ માટેના શબ્દો જ, એ સ્થૂલ સમઝ પર્યાપ્ત નથી. વાકયે વાકયે અને દલીલે દલીલે અવશ્ય આવતી ઉક્તિઓ અને યુક્તિઓ પણ પરિભાષાનાં અંગ છે. એ રૂઢ અને સુગ્રાહ્ય થયાં હોય છે તો જ લેખકભાષકના શબ્દોની છાપ તત્કાલ અને ઇષ્ટ માપની ઊડીને અર્થની સાથે ભાવનો પ્રવાહ ઇષ્ટ વેગથી વહી શકે છે, અને વાગ્બાણ લક્ષ્યવેધી બને છે. આ દલીલનાં સમર્થક પ્રત્યક્ષ પ્રમાણો કોઇ પણ અંગ્રેજી ચોપડી વ્યાખ્યાન કે ભાષણને તેના ગુજરાતી તરજુમા સાથે સરખાવતાં મળી આવે છે. 'સંગ્રહ' ના અંગ્રેજી વિભાગમાં અંબાલાલભાઇએ ' સ્વદેશી'ની શાસ્ત્રીયતા હિતકરતા અને કર્તવ્યતા સ્થાપવાને માટે જે

અનેકવિધ જૂદા જૂદા વિષયોના સમ્બન્ધમાં અને ભિન્ન ભિન્ન દૃષ્ટિબિન્દુ સ્વીકારીને દલીલો કરેલી છે, તેટલી તેઓ પોતે જ પોતાનાં ગુજરાતી ભાષણો અને વ્યાખ્યાનોમાં વાપરી શકેલા નથી. વળી એ ને એ દલીલ અંગ્રેજીમાં જેવી સચોટ લાગે છે તેવી ગુજરાતીમાં–એમના ગુજરાતીમાં પણ લાગતી નથી, એવા દાખલા યે ઓછા નથી. પણ, કદાચ, આવી બાબતમાં માત્ર સામાન્ય લખાણ ઉપરાંત ચોકસ વિશેષ દાખલાઓની વિગતમાં ઊતરવાથી વિષય વધારે સ્પષ્ટ થવા સમ્ભવ છે. તો એ 'સંગ્રહ'માં બે વ્યાખ્યાનો× અંગ્રેજી અને ગૂજરાતી બંને ભાષામાં આપેલાં છે, તેમાંના એકમાંથી વાનગી દાખલ થોડીક સરખામણી કરિયે.

ત્રીજી ઔદ્યોગિક પરિષદ્‌ના પ્રમુખ તરીકેના અંબાલાલભાઇના વ્યાખ્યાનમાં આરંભમાં જ રમેશચંદ્ર દત્તનાં literary eminence અને broad economic outlook વિશે અંગ્રેજીમાં છે. આમાં એકે શબ્દ પારિભાષિક ગણવો પડે એવો નથી. એ જ અર્થ એ જ ખુબીથી ગુજરાતીમાં કયા શબ્દો વડે કહેવાશે? ગુજરાતીમાં 'સાહિત્ય અને

× ૩ જી ઔદ્યોગિક પરિષદ્‌ના પ્રમુખપદેથી અંબાલાલભાઇનું વ્યાખ્યાન; અને અમદાવાદમાં મળેલી કૉન્ગ્રેસના સત્કારમંડળના પ્રમુખપદેથી એમનું વ્યાખ્યાન, એ બે 'સંગ્રહ'ના અંગ્રેજી તેમ ગુજરાતી બંને વિભાગમાં છે. આમાંથી બીજાનો ગુજરાતી અનુવાદ નબળો હોવાથી ઉપર પ્રથમ વ્યાખ્યાનના જ દાખલા લીધા છે.

અર્થશાસ્ત્રના જ્ઞાન માટે વિખ્યાત' એમ અનુવાદ કર્યો છે. 'વિખ્યાતિ' એકલા સાહિત્ય સાથે રાખવી જોઈતી હતી, broad economic outlook જતું જ કર્યું છે, outlook તે જ્ઞાન નથી, અને 'જ્ઞાન માટે વિખ્યાત' કેવળ જ્ઞાન માટે,–એ તો દૃત્ત જેવાને યોગ્ય વખાણતાં ન જ આવડ્યું એ નિઃસંશય.

બીજી કલમમાં chronic અને dense છોડી દીધાં છે. પછીનું વાક્ય જુવો. 'The question we are called upon to consider is how to evolve a state of widespread industrialism out of the conditions just postulated.'

આને અનુવાદ સાથે સરખાવોઃ–' આ સ્થિતિમાંથી વિસ્તૃત ઔદ્યોગિક ઉન્નતિ શી રીતે કરી શકાય તે વિશે આજે આપણે વિચાર કરવાનો છે.' તરજુમો કરનારનાં કૌશલ અને વ્યવહારુપણું સ્પષ્ટ છે. Evolve widespread industualismનો 'વિસ્તૃત ઔદ્યોગિક ઉન્નતિ'માં સમાવેશ કરી લીધો છે, તે બરાબર છે. પણ વિચારરચનાની ખેંચતાણ, કાપકૂપ, ઘડભાંગ, પુનર્ઘટના સરલતાની ખાતર આ પ્રથાણે ડગલેડગલે કર્યા કરવી પડે ત્યાંલગી અંગ્રેજી વાહનથી થતી અસર ગુજરાતી વાહનદ્વારા પૂરેપૂરી ક્યાંથી જ ઉત્પન્ન થાય ? વળી evolve જેવા બીજને માટે અને તેમાંથી ફૂટેલા evolution, evolutionary વગેરે

ઘણામાંથી બધા નહીં તો અગત્યના શબ્દોને માટે ગુજરાતીમાં રૂઢ શબ્દો* હોવા જ જોઇએ એ પણ દેખીતું છે.

આપણો મુકાબલો આગળ ચલાવતાં intricate ramifications of modern industrial conditions, desideratum, impetus, diversion, cognate, adequate conception વગેરે વગેરે ડગલે ડગલે કંઇ ને કંઇ આવ્યા કરે છે. ઇંગ્રેજી જાણનાર ને એ સર્વ સરલ છે. ગુજરાતી જાણનારને આવી દલીલોના તરજુમા ભારે પડી જાય છે, તેનાં મુખ્ય કારણ–વિષયના જ્ઞાન અને

* Evolution, growth, budding, development, improvement, enlargement, expansion, augmentation, progress, enlightenment, advance, rise,—એ દરેક શબ્દ અર્થમાં બીજા સર્વથી જૂદો હોઇ દરેકને માટે પોતાનો શબ્દ યોજવો અને રૂઢ કરવો આવશ્યક છે: "ખાલી ડોળ વિનાની" ભાષા માટે માગણી કરનારાની માગણી કેટલીક વાર છેક ખાલી એટલે વિચારશૂન્ય માગણી હોય છે.

બીજી રીતે જુવો conceive, concept, conception, conceptual......કોઇપણ એક શબ્દની આસપાસ અનેકાનેક દ્રાક્ષના લૂમખાની જેમ વળગીને જરૂર પડે તેમ અસ્તિમાં આવે, જરૂર પડે તેમ વપરાય: આ જરૂર પ્રમાણે શબ્દોત્પાદનશક્તિવાળા નવા શબ્દ યોજવા, તે જ કોઇ પણ નવા શબ્દ ઘડનારનું આ વિષયમાં કૌશલ. પ્રજા જેમાંથી થાય નહીં એવા નિર્જીવ કે નપુંસક શબ્દોના ખડકલા ઊભેરાયાથી ભાષાની પ્રગતિ નથી સધાતી.

પરિચયનો અભાવ એ સામાન્ય કારણને અલગ રાખતાં–ગુજરાતીમાં (૧) અમુક વિજ્ઞાનોની પરિભાષા જ નથી, અને (૨) બીજી કેટલીક વિદ્યાઓની પરિભાષા રૂઢ થયેલી નથી, એ છે. (૩) વૈજ્ઞાનિક અને બીજા સર્વ વિષયોમાં પ્રવર્તતું જેટલું સૂક્ષ્મ તેટલું વ્યાપક ત્રીજું કારણ એ છે, કે આવી બુદ્ધિપ્રધાન અને જ્ઞાન તથા અનુભવના આધાર ડગલે ડગલે ટાંકનારી ચર્ચાઓમાં, વિચાર–વ્યાપારના જે અંકોડાઓ. યુક્તિઓ, સાધક–બાધક વચનો, પ્રમાણ તરીકે રજૂ કરાતી વસ્તુના બલાબલ નિર્દેશો, છાયા અને પ્રકાશની આછીમધ્યમઘેરી માત્રાનાં સૂચનો, ઉક્તિને મર્યાદિત કે વિસ્તૃત કરતાં વચનો. સામી શંકાઓ દલીલો અને દૃષ્ટાન્તોના સ્વીકાર વા ખંડન વા નિરાકરણ, આદિ વારમ્વાર અને અનિવાર્ય આવ્યા કરે, જેના વગર દલીલ–પ્રવાહ વહે જ નહીં, તે માટેના ગુજરાતી પ્રયોગો હજી પૂરતા રૂઢ અને સૌને સુમાલુ થયા જ નથી. બુદ્ધિપ્રધાન લખાણ વ્યાખ્યાન વાદવિવાદ અને ચર્ચા પ્રજામાં વધારે ને વધારે ફેલાય અને સુપરિચિત બને. તેમતેમ જ આવીઆવી અડચણ દૂર થઇ શકે. આવી સ્થિતિમાં સરલ, ઝટ ફલ દેનારો, અને વ્યવહારુ ઉપાય આવા વિષયોના પઠનપાઠનમાં માતૃભાષાનું વાહન શાળા-પાઠશાળાના ક્રમમાં યોગ્ય ભૂમિકાએ દાખલ કરી તેનો વાપર ઉત્તરોત્તર નીચી તેમ ઊંચી ભૂમિકાઓમાં યથાયોગ્ય વધારતા જવું એ જ છે. "શિક્ષણવાહન, જ્ઞાનસંપાદનવાહન, ચર્ચાવાહન,

વિચારવાહન, વગેરેમાં સૂક્ષ્મ વિવેક થવાની જરૂર છે," વગેરે સામી દલીલો+ વ્યવહારુ દૃષ્ટિએ જોતાં દમ વગરનાં વાગ્જાલ જ લાગે છે.

## ૬: સાહિત્ય.

હવે સાહિત્યનો વિષય લઇયે. એમાં મ્હારા અધીન મત પ્રમાણે અંબાલાલભાઇએ એમના ઝમાનાના ગુજરાતની જે એ સેવા કરી છે તેની પૂરતી કદર હજી થતી જણાતી નથી. સાહિત્ય એટલે શું ? શુદ્ધ સાહિત્ય, કે " લોકસમસ્તની વાણી " રૂપ વાઙ્મયનો આખો સમુદાય ? બંને અર્થ પોતપોતાના પ્રદેશમાં માન્ય છે, એમ પોતે એકથી વધારે વાર સ્વીકારે છે. શુદ્ધ સાહિત્ય એટલે કે કાવ્ય, નાટક, નવલકથા, નવલિકા, દૃષ્ટાન્ત. પરી-બુટ્ટી* કે લઘુ વાર્તા, લાક્ષણિક વા પર્યેષક સંવાદ, શિષ્ટનિબન્ધ, સુરેખ-વર્ણન, સ્વપ્ન, કે ગપ્પાં; પ્રેરણા કલ્પનાલીલા ઊર્મિવિહાર અને બુદ્ધિકરામત જન્ય અવનવી સુન્દર સજીવન સ્વતંત્ર સૃષ્ટિ: એની જરા યે અવગણના એમને હાથે થઇ નથી. અગર જો કે જુવાનીનાં ભાવના-પ્રધાન વર્ષો દરમિયાન પણ આ

+ જુવો, વસંત માસિકના ચૈત્ર ૧૯૭૪ના અંકમાં પ્રો. આનંદશંકર બાપુભાઇ ધ્રુવની એક ચર્ચા.

* ફેયરી ટેઇલ (fairy tale); ભૂત-વિદ્યાધરની કોઇ પણ અજબ લઘુઘટનાનો આખો વર્ગ. દૃષ્ટાન્ત=parable, short allegory, વગેરે નીતિબોધક લઘુઘટના.

વ્યવહારુ ક્રિયાભ્યાસી નીતિરત (પ્યૂરિટન) જીવને શુદ્ધ સંગીત કે શુદ્ધ સાહિત્યની લગની કેટલી હશે, તે કઇ કહેવાય નહીં. પરન્તુ શુદ્ધ એટલે અમર સાહિત્ય તો મનમોજી પ્રતિભાનું જ દાન છે; માગ્યું મળે નહીં; રચાવ્યું રચાય નહીં; ઇચ્છ્યું ઊપજાવાય નહીં; સાહિત્યને ખેડવું, પોષવું, ઉત્તેજવું આદિનો અર્થ એ જ હોઇ શકે જે ઝમાને ઝમાને તે વખતની સ્થિતિને અનુરૂપ ઉપકારક વાઙ્મય વા ઉપસાહિત્ય ખેડવું અને ખીલવવું, અને તેને તેમ સાહિત્યને ફેલાવવું. અને વળી કવિઓ ગણાય છે તેમાંના પણ ઘણાખરા ઉપ-કવિઓ, મોટે ભાગે ઉપસાહિત્ય ઊપજાવનારા જ હોય છે. સાહિત્યગિરિમાં શુદ્ધ સાહિત્ય શિખરમાત્ર છે; જથા અને સ્થૂલ ઉપયોગિતા પ્રમાણે ગૌરવ માપનાર વ્યવહારુ માણસ શુદ્ધ સાહિત્યને જાણે જોતો જ નથી, તે એની દૃષ્ટિશક્તિની દુન્યવી ખૂબી છે જ. સામી બાજુએ, ભાવના અને પ્રેરક શક્તિ પ્રમાણે ગૌરવ માપનાર, જે કોઇ ઉપસાહિત્યને છેક અવગણે છે, તેમાં તે નિઃસંશય મોટી ભૂલ કરે છે. ઉપકારક સાહિત્ય ખેડયું ખેડી શકાય છે, એટલું જ નહીં પણ તે પોતાના ઝમાનામાં પ્રજાની માનસિક અને વ્યવહારુ પ્રગતિ ઉપર સારી પેઠે અસર ઊપજાવી શકે છે. અને વળી ફિલસુફી, રાષ્ટ્રીય અને આર્થિક વિદ્યાઓ, જીવન ચરિતો, ઇતિહાસ, પ્રવાસગ્રન્થો આદિની સ્વતંત્ર રચનાઓ, અને બીજી ભાષા-ઓમાંના માનનીય ગ્રન્થોના અનુવાદ, અનુકૃતિઓ, વગેરેનું

પૂરતું ખેડાણ ઝમાને ઝમાને અવશ્ય થવું જોઇએ. સાહિત્યસેવા, પ્રજા અને ભાષાની સાહિત્યક્ષેત્રમાં બનતી મેહનત કરીને બુદ્ધિપૂર્વક સેવા, ઉપસાહિત્ય અને ઉપકારક વાઙ્મયની કૃતિઓ રચી રચીને જ થઇ શકે, જે કૃતિઓ પોતપોતાના વર્ગમાં જેટલી ગુણવતી તેટલી તે સેવા કીંમતી. સાહિત્યના આ મોટા લોકોપયોગી ભાગ ઉપર અને સાહિત્યભક્તિના આ પ્રકાર ઉપર અંબાલાલભાઇએ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના " હીરક " મહોત્સવ નિમિત્તે કરેલા વ્યાખ્યાનમાં અને પછી રાજકોટમાં ગુજરાતી સાહિત્ય પરિષદના ત્રીજા અધિવેશનમાં પ્રમુખપદેથી કરેલા વ્યાખ્યાનમાં ખાસ ભાર મુકેલો હતો,+ અને એમના આ દૃષ્ટિબિન્દુની ગુજરાતમાં હજી યે પૂરતી કદર થતી હોય એમ દેખાતું નથી.

સાહિત્ય અને ઉપસાહિત્ય બંનેમાં ભાષાશુદ્ધિના સૌંદર્યના શૈલીની વિશિષ્ટતાના કે બીજા કોઇ એકદેશી વિચારથી લખાણનું વલણ એવું ન થઇ જવું જોઇએ કે લખાણ સામાન્ય લોકસમૂહને વાંચવું અને સમઝવું બેહદ અઘરું પડી જાય. સાહિત્યના પ્રદેશને લગતો આ વ્યવહારુ સિદ્ધાન્ત અંબાલાલભાઇના જેટલી પ્રતિષ્ઠાવાળા કોઇએ એમના જેટલો ભાર દઇને ચાલતા ઝમાનામાં જાતે પાળી બતાવ્યો કે કહ્યો પણ નથી. અને એમનો આ સરલતાનો બોધ પણ આપણા શિષ્ટ

---

+ આ સંબંધમાં એક બીજી બાબત વિશે જુવો આ મણકાને છેડે પરિશિષ્ટ.

ગણાતા લેખકો–આપણા "બ્રાહ્મણિયા" સાક્ષરો–પૂરેપૂરો સ્વીકારવા લાગ્યા છે, એમ હજી સુધી તો જોવામાં આવતું નથી. નર્મદાશંકર, નવલરામ, અને અંબાલાલ બધા વર્ગ અને બધી જાતના લોકો સાથે છૂટથી ભળતા અને આ પ્રમાણે નિરન્તર કાને પડતા તલપદા બોલો અને પ્રયોગોમાંથી જ્યાં જે ફાવે તે વાપરતાં તેને સંસ્કારી લેવાની એમની શક્તિ વિલક્ષણ હતી. સરલ તથાપિ શિષ્ટ, કુદરતી વહેનો વડે પણ કલાની ઉત્કૃષ્ટ પદલીલાને ભૂલવે એવું, અને સાદું તથાપિ વિદ્વતાએ હોંસે હોંસે ઘડેલા ઉત્કૃષ્ટ અલંકારોને ય ઝાંખા પાડે એવું, રમતું સચોટ અવિસ્મરણીય લખાણ એકલી વિદ્યાને સાધ્ય નથી એ નક્કી, પ્રયાસ વડે જ મળી જાય એવી વસ્તુ નથી એ નિઃસંશય. પરંતુ સરલતા માટે પોકાર કરનારાઓમાંથી કેટલાને શૈલીના આ શિખરની ઝાંખી યે થતી હશે, તે નજાને×. એમની માગનું તાત્પર્ય તો એ જ હોઇ શકે, જે લખનારાઓએ લખતાંલખતાં બીજું બધું બને તેટલું જતું કરીને પ્રજાસેવાની વૃત્તિને જ પ્રાધાન્ય આપવું ઘટે.

સરલતા માટે અંબાલાલભાઇનાં મમત્વ અને મમત કેવાં હતાં તે જોવાનો એક અણધાર્યો પ્રસંગ મ્હને મળ્યો હતો. એઓ પોતાના કોશની બીજી આવૃત્તિ કરવાના કામમાં હતા. હું જઇને બેઠો એટલે એમણે ચાલતી કલમે લખવું મુકી દીધું અને કોશના જે ભાગની પોતાની તૈયારી હજી કાચી

× **न जाने** એ બે સંસ્કૃત શબ્દોનો એકઠો એક શબ્દ= હું જાણતો નથી

હતી તેનાં પાનાં ફેરવવા લાગ્યા. એક શબ્દ કહાડે અને સવાલ પૂછે–આ શબ્દના બે અર્થ નોંધ્યા છે, ફલાણો ત્રીજો નોંધવો કે કેમ ? ફલાણા અર્થને માટે ગુજરાતી કયો શબ્દ લખવો ? અમુક શબ્દગુચ્છ ( phrase ફ્રેઝ ) અને તેનો અર્થ ઊમેરવા જેવો ખરો ? ઇત્યાદિ. પાસે આપ્ટે કૃત અંગ્રેજી–સંસ્કૃત કોશ પડ્યો હતો, તે લઇને હું એમાંથી જવાબ દેવા લાગ્યોઃ આપ્ટેમાં એ અર્થ નથી; આપ્ટેમાં ફલાણો સંસ્કૃત શબ્દ છે; વગેરે. થોડીવારમાં જ એમણે મ્હને પકડ્યો. બ–, તમ સાક્ષરોમાં વિવેક જ ન મળે ! સારૂં છે કે યુનિવર્સિટી સંસ્કૃત અને ફારસી બે ય પૂર્વની ખેડાયલી ભાષાઓને ફરજિયાત શીખવતી નથી. નહીં તો ત્હમે બીચારી ગુજરાતીની કોણ જાણે શી ય વલે કરી નાખત ! જુવો આ ત્હમારા આપ્ટેઃ એણે ઘણા શબ્દ પોતે જ રચીને આમાં ગોઠવ્યા છે. એના કોશમાં સંસ્કૃત શબ્દ છે તે ઉપરથી એ શબ્દ સંસ્કૃત સાહિત્યમાં વપરાયલો હોવો જોઇએ એમ કઇ જ ન કહેવાય. અને વળી ત્હમે સાક્ષરો એવા માત્ર સમ્ભવિત શબ્દોને ગુજરાતીમાં પણ ઘુસાડો. ગુજરાતીમાં આગળ પ્રેમાનંદે કે કોઇએ એ શબ્દ કે એ ઉપરથી ગુજરાતી ઘાટનો કોઇ શબ્દ વાપર્યો છે કે કેમ અને વાપર્યો હોય તો શા અર્થમાં, અગર તો લોકવાણીમાં એ ચાલે છે કે નહીં, તેની ત્હમને જરા દરકાર નહીં: બસ, ત્હમે આજના સાક્ષર મહાશયો જાગ્યા ત્યારથી જ સ્હવાર.*

* આથી વર્ષો પ્હેલાં એક પ્રસંગે એમણે કહેલું:–" આ તે

વગેરે, વગેરે. હું શો જવાબ આપું? મેં કહ્યું, આપની ટીકા મુદ્દે વાસ્તવિક છે; પણ આપ જોતા હશો જે એ ને એ લેખકો થોડા વર્ષના અનુભવથી ઘડાઇને સરલતા અને રૂઢ ગુજરાતી તરફ જ વળતા આવે છે. યુનિવર્સિટીમાં ગુજરાતી નિબન્ધલેખનનો સારો મ્હાવરો પડી જતો હોય તો લેખકોની શીખાઉ ( apprentice એપ્રેન્ટિસ ) દશાની આડમ્બરી ( pedantic પેડૅન્ટિક ) શ્રમબદ્ધ ( strained સ્ટ્રેન્ડ ) ખોડી ખાતી ( hopping હૉપિંગ ) વાક્યાવલિઓ ઘણી ખરી ત્યાં જ સુધરી જાય, અને બહુ ઓછી છપાય. હું ધારું છું કે જે કોઇ એમના કોશની બીજી આવૃત્તિનાં પાનાં અને આપ્ટેના કોશનાં પાનાં સાથેસાથે ફેરવી જોશે, તેને એમની સરલતા અને ભાષાશુદ્ધિનાં ધોરણોનો અચ્છો ખયાલ આવશે; અગર જો કે આવી સરખામણીમાં વિદ્વાનને જ રસ પડી શકે. પણ સામાન્ય માણસ પણ

---

શુદ્ધ ગૂજરાતી, કે આ તો અશુદ્ધ સંસ્કૃતની બેટી doubly ( ડબ્લી–બેવડી ) ભ્રષ્ટ ગુજરાતી ! "

ચાલતા વિષયના એક બીજા અંગને લગતો બીજો એક ટુચકો અહીં જ નોંધી લઉં. ૧૮૯૬ માં મેં કંઈ વાત નીકળતાં કહ્યું, "બડો મૂતયોં"નુ મૂલ,–ભાઈ કહે છે કે स्वरोऽयमुत्तीर्ण આં૦ કહે, "શક્ય હોય તે બધું યે સિદ્ધ ગણવાનું નથીઃ આજનો નબીરો અને જેને તેના કુટુંબનો આદિ પુરુષ મનાવવા માગતા હો, તે બે વચ્ચેની પેઢીઓ બતાવી આપવી જોઇએ."

એમણે રચેલી શાન્તિદાસની ટૂંકી વાર્તા ઉપરથી અંબાલાલભાઇ સરલતાની ભાવનાને કેટલે સુધી વળગતા, અને ગ્રામ્યતાને પણ કેવી સંસ્કારી લેતા તે જોઇ શકશે. સરલ શૈલીના આપણા સ્વ. ગણપતરામ ત્રવાડી, સ્વ. વિઠ્ઠલદાસ ધનજીભાઇ, રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા આદિ જૂના લેખકોમાં, કે એ શૈલીના સ્વ. ભોગીન્દ્રરાવ દીવટિયા, ડાહ્યાભાઇ લક્ષ્મણ, રા. રા. મગનલાલ કાંટાવાળા આદિ નવા ઉપાસકોમાં પણ આટલી સરલ છતાં આવી સચોટ કૃતિ ભાગ્યે માલુમ પડશે.*

સરલ શૈલી અને ઉપકારક સાહિત્ય માટેનો અંબાલાલભાઇનો પક્ષપાત એમની લોકદાઝ અને પરિણામદૃષ્ટિ સાથે સંલગ્ન હતો, તો સાહિત્યના ક્ષેત્રમાં એમણે એટલા જ આગ્રહથી બોધેલો ત્રીજો સિદ્ધાન્ત એમની સૂક્ષ્મ વિવેકદૃષ્ટિનું ફલ હતો. "હિન્દ મ્હારો દેશ છે, ગુજરાત મ્હારું

---

* આ શાન્તિદાસની ટૂંકી વાર્તા વિશે બે ઝીણી હકીકત અહીં જ ઊમેરું. ઇ. સ. ૧૮૮૯ના અરસામાં ગ્હારે પુણેથી દક્ષિણી ટપુસિયાંની ડજનથી વધારે જોડ મિત્રોએ મંગાવેલી લઇ જવી પડી હતી તે મેં એમને કહેલું ત્યારે એ ખૂબ હસ્યા હતા. એ ટૂંકી વાર્તા પોતાની કૃતિ છે એમ જગત જાણે એવી એમને જરા જેટલી પણ ઇચ્છા હતી નહીં: કર્તાપણું છૂપાવવાની પણ ઇચ્છા ન્હોતી. એમાં એવું તે શું છે કે એના ઉપર મ્હારા સ્વામિત્વની ટિકિટ ચ્હોડવી, એજ એમનું વલણ હતું.

વતન છે," એ એમની દૃષ્ટિ વિશે ઉપર આવી ગયું છે. પરન્તુ આમાં એમની વિશેષતા એ હતી કે પોતે આ ભાવનામય પ્રતીતિના બંને પાસા ઉપર યથાયોગ્ય ભાર દેતા. હિન્દ જનની તુલ્ય ખરો, પણ ગુજરાત તો મ્હારો સહચર, મ્હારો સુખદુઃખનો સાથી, મ્હારી જાત જ. એક લિપિ અને એક ભાષાની ભાવનાનું વ્યવહારુ તેમ વાસના મૂલ (sentimental સેન્ટિમેંટલ) મહત્ત્વ તેઓ સારી રીતે સમઝતા હતા. તથાપિ હિન્દીને વળગવાની ભ્રમણામાં ગુજરાતીની ઉપેક્ષા કરવી, એ તો એમને પિત્રાઇ ભાઇના તદપિ પારકા મહેલની આશાએ પોતાની ઝુંપડીને બિસમાર થઇ જવા દેવા જેવું લાગતું. હિન્દનું રાજકીય ભવિષ્ય બાંધતાં તેઓને ખાતરીપૂર્વક જણાયું, જે પ્રજાસ્મિતા ગમે તેટલી વધે તોપણ હિન્દની હિન્દુ મુસલમાન બૌદ્ધ અને ખ્રિસ્તી, તેમ આર્ય, દ્રાવિડ, જંગલી, અને વિદેશી લોહીની તમામ પ્રજાઓમાંથી એક જ પ્રજા બને, એ ભાવિ તો કોઇ પણ કાળે–ગણતરીમાં લેવા યોગ્ય કોઇ પણ કાલાવધિમાં–અશક્ય છે. અને તે ઉપરથી રાજકીય વિષયમાં પોતે અનુમાન તારવ્યું કે ફિડરલ (federal) એટલે એકબીજાથી સ્વતંત્ર અને અન્યોન્ય સમાન કક્ષાના પ્રાન્તોના સંપીલા શ્રદ્ધાલુ સન્ધિયોગ (treaty–union in mutual faith and collective harmony) રૂપ બન્ધારણ (Constitution કોન્સ્ટીટયૂશન) જ હિન્દમાં શક્ય છે.

આથી કરીને દરેક પ્રાન્તે પોતાની રાજ્યઘટના પોતાની સંસ્કૃતિ પોતાની ભાષા પોતાની કેળવણીવ્યવસ્થા પોતાના લશ્કરીબલ આદિની પ્રાન્તીય ખીલવટ માટે મથવું, એ જ આપણા આખા હિન્દને માટે સાધવાના રાષ્ટ્રીય મહાકર્તવ્યનું વ્યવહારુ રૂપ છે. અગર જો કે આખા હિન્દને માટે કેટલાક પ્રશ્નો અને કેટલાંક કર્તવ્યો સામાન્ય હોય, અને આખા હિન્દ સામ્રાજ્યમાં અંગ્રેજી અને હિન્દી-ઊર્દુ સમાન ભાષાઓ+ તરીકે પ્રવર્ત્તે, અને પ્રાન્ત પ્રાન્તની સંસ્કૃતિઘટના આદિમાં કેટલાંક તત્ત્વો સામાન્ય કે સમાન હોય,-હોવાં જોઇયે, તથાપિ તેથી કરીને ઉપલી અલગતાને અથવા નિયંત્રિત સ્વતંત્રતાને બાધ આવતો નથી, તેમ ઉપલી પ્રાન્ત પ્રાન્તની સ્વતંત્રતા એ સમાન-સામાન્ય તત્ત્વોની કે તે માટેની પ્રવૃત્તિઓની બાધક પણ નથી. અંબાલાલભાઇની જાહેર કારકર્દગીનું મૂલ્ય કરતાં આ પણ ધ્યાનમાં લેવાનું છે જે આ વિચાર એમણે ઇ. સ. ૧૯૦૯ માં પ્રકટ કર્યો તે વખતે એ નવો જ હતો. બીજા કોઇ પ્રતિષ્ઠિત લોકનાયકે વિધિનિષેધની આવી વ્યવસ્થા, આપણી સર્વ ઉન્નતિસાધક પ્રવૃત્તિઓને એક સરખું લાગુ પડે એવું આ વ્યાપક ધોરણ, આટલી સ્પષ્ટતા અને અન્તિમ લક્ષ્યબિન્દુના આવા નિર્ણય

---

+ 'સમાન' ભાષાઓ—એક ભાષા નહીં. માઇભાષાને મારી નાખીને તેની જગા લે એમ નહીં; તેની સંપૂર્તિ લેખે આન્તર રાષ્ટ્રીય ( international ઇન્ટર્નૅશનલ ) જેવા વ્યવહારો માટે પ્રવર્તે તે 'સમાનભાષા'.

સાથે જોડીને, પ્રકટ કરેલ જ નહીં. લોર્ડ હાર્ડિંગની સરકારના પ્રખ્યાત ખરીતાને લખાતાં અને પ્રસિદ્ધ થતાં હજી બે અઢી વર્ષની વાર હતી. પછી એ જ અરસામાં રા. રા. નરસિંહરાવ દીવટિયાએ હિન્દીનું ખરું સ્વરૂપ બતાવી આપ્યું;* અને મેં કાર્યસિદ્ધિ અને સૌકર્ય માટે પણ કોટયવધિ પ્રજામાં સમાન સામાન્ય તથાપિ અનેકકેન્દ્રી ( decentralised ડીસેન્ટ્રલાઇઝ્ડ ) પ્રવૃત્તિઓ જ વધારે વ્યવહારુ; તેમ પ્રજાસ્મિતાનું ખરું મમત્વ ગુજરાતીઓને ગુજરાતીઓ અને ગુજરાતી ભાષાસાહિત્ય પ્રતિ, મરાઠાઓને મરાઠાઓ અને મરાઠી ભાષાસાહિત્ય પ્રતિ, બંગાળીઓને બંગાળીઓ અને બંગાળી ભાષાસાહિત્ય પ્રતિ, જેવું સ્ફુરે, તેવું આપણા આ ખંડ ( continent કાન્ટિનેન્ટ ) જેવડા વિશાળ હિન્દમાંના એક ભાગ અને ભાષાનાં બાલકોને તેમાંના બીજા ભાગના અને ભાષાનાં બાલકો તર્ફ સ્ફુરવું સંભવિત નથી, તો જે લાગણી પ્રબલ અને વાસ્તવિક અને યોગ્ય છે જ, તેનો લાભ શાને ન લેવો; એવી દલીલો વડે એમના જ બોધનું સમર્થન કર્યું: ત્યારે એમને ઘણો આનંદ થયો હતો. એમની આશાવાદી પ્રકૃતિ પ્રમાણે પોતે બોલ્યા હતા—

બ—નવો મોટો અને ઘણાઘણા માણસોની કાર્ય

---

* જુવો, રા. રા. નરસિંહરાવનો "ભારતખંડ માટે એક ભાષા" એ નિબન્ધ (૩જી ગુજ. સા. પ. નો અહેવાલ અને નિબન્ધ સંગ્રહ); અને મ્હારાં "પરિષદ્ વિશે વ્યાખ્યાનો"માંનું.૧લું.

શક્તિને ઉત્તેજે એવો ફલદ્રુપ વિચાર જૂદાજૂદા માણસોને એકએકથી સ્વતંત્રપણે અને પોતપોતાના માનસની કુદરતી પ્રવૃત્તિએ સ્ફુરી આવે, એ આપણા દેશનો ઉદય મોડો મોડો પણ હવે પાસે આવતો હોવાનું અચૂક ચિહ્ન છે.

પરંતુ એમના આ બોધને પણ ગુજરાત અંતરની પ્રતીતિથી સત્કારતો હોય અને કૃતિમાં મુકતો હોય, એમ હજી સુધી તો જોવામાં આવતું નથી. એટલું જ નહીં પણ "ગુજરાતની વિશિષ્ટ સંસ્કૃતિ" જેવા વિષયો ઉપર વ્યાખ્યાનો આદિ થાય છે, તેમાં ઊર્મિના બાચકા તળે અને પ્રજાના માહાત્મ્યગાન રૂપ ભાટાઇ ઉપરાંત કૃતિપ્રેરક નીવડે એવો એક પણ વિચારકણ શોધ્યો જડતો નથી. આબૂ અને બીજાં સ્થલોની જૈન ઇમારતોની કલા તર્ફ, અમદાવાદી કિનખાબ કાગળ આદિ, પટ્ટણી પટોળાં* ઘાટડી આદિ, સુરતી–જામનગરી ગજી અતલસ આદિ તર્ફ ધ્યાન ખેંચાવા લાગ્યું છે ખરું, પરંતુ એ સર્વ વિષયોને હજી તો આપણે

* શ્રાવક કવિ ઋષભદાસ લખે છે કે પટોળાંનો કસબ કુમારપાળે દક્ષિણથી આણીને પાટણમાં વસાવ્યો. કુમારપાળ વિશેના સૌથી જૂના સાહિત્યમાં આવી ઉક્તિ હોય તો તે વધારે વજનદાર. આપણું જનું સાહિત્ય સાહિત્યેતર દૃષ્ટિએ વંચાતાં, તેમાંથી જૂદાજૂદા વિષયના વિદ્વાનો પોતપોતાના વિષયને લગતી હકીકતો મેળવી શકે, જો કે આપણા જૂના લેખકોમાંના ઘણા પુસ્તકપંડિતો કે વેદિયા જ એટલા બધા જણાય છે કે આવી હકીકતો ઘણી નહીં મળે એમ લાગે છે.

એકડા ભણતાં બાલકોની જેમ મોં વકાસી જીભને બ્હાર કહાડતાકહાડતા જોઇ રહિયે છિયે. આશ્ચર્યના ઉદ્દગારો, વિલાયતી માલને ગાળો, અને ' એ પણ દિવસો હતા તે અમારા છીનવી લેનારો હાય રે તું અંગ્રેજ ! 'x એવા પ્રલાપોથી આગળ વધીને, એમાંના કોઇ પણ વિષયને। શાસ્ત્રીય ઐતિહાસિક અભ્યાસ ગુજરાતમાં કયાં ય આરંભાયલો જણાતો નથી. એટલું જ નહીં પણ, ઈ. સ. ૧૯૨૧થી અમલમાં મુકાયલા "સુધારાઓ" ( Reforms રિફોર્મ્સ ) પ્રમાણેના નવા બન્ધારણ ઉપરથી આખા હિન્દમાં વ્યાપેલા અને વ્યાપવા મથતા રાજકીય પક્ષો ( parties પાર્ટીઝ ) કુદરતી રીતે ઊભા થયા છે, આ પક્ષો કુદરતી રીતે દરેક પ્રાન્તમાં ઓછાવત્તા બલવાન છે, અને પ્રાન્તને લગતી રાજકીય ઔદ્યોગિક આર્થિક શહેરસુધરાઇની આદિ પ્રવૃત્તિઓમાં પણ

---

x આર્થિક ઇતિહાસને નામે દ્વેષી અને એકતર્ફી જૂઠાણું જેઇમ્સ મિલ ( J. Mill ), બર્ક ( E. Burke ), હાઇન્ડમાન ( Hyndman ), ડિગ્બિ ( W. Digby ) આદિ પાક્ષિક અસ્મિતાવાળા લેખકાએ વાવેલાં બીજમાંથી બંગાળી ભેજાંઓએ ઊછેરેલું, "આટલું તો જાણજો," "આટલું વિશેષ તો જાણજો," આદિ "અસહકારી" પ્રકાશનો અને પ્રચારણાઓ ( propaganda પ્રોપગૅન્ડા ) દ્વારા ઘણું ફેલાયું છે, અને બીચારા અજ્ઞ લોક સાચા ઇતિહાસ લેખે માની લે છે; તો એ વિષય ઇતિહાસ અને વિજ્ઞાનને છાજે એવી શાન્ત અપક્ષતાથી આખો છણીને યથાવત્ નિરૂપવાનો સમય ભરાઇ ચૂકયો છે.

એ પક્ષોમાં જોડાયલાં માણસો કુદરતી રીતે ભાગ લે છે, અને પોતે જ કર્તાહર્તા બને અથવા રહે એવી મહત્ત્વાકાંક્ષા કુદરતી રીતે જ ધરાવે છે. આવા પ્રાન્તિક નાયકોમાં પ્રાન્તિક અસ્મિતા વાળા કે પ્રાન્તિક અસ્મિતાને સમઝનારા પણ હજી પૂરતી સંખ્યામાં દેખાતા નથી. પાક્ષિક અસ્મિતા ( party factiousnass ) અને કોમી અસ્મિતા (communalism કમ્યુનાલિઝમ) એ વધારે પાશવ બલોની ધક્કામુક્કીમાં પ્રાન્તિક અસ્મિતા બીચારીનું શું થવા બેઠું છે તે હાલ તો સમઝાય એમ પણ નથી.

## ૭ : સંસારસુધારો.

સંસારસુધારાના ગહન વિષયમાં અંબાલાલભાઇની અને મ્હારી દૃષ્ટિ વચ્ચે ઊંડા મૂલગત ભેદ હતા. એઓ જેને સુધારો માનતા તે વિચારસમૂહમાંથી કેટલાક મહત્ત્વના ભાગને હું કેવલ ઉચ્છેદક અને માટે ત્યાજ્ય માનતો થયો હતો.

આપણા દેશમાં જ્ઞાતિ તે એક નીતિ–અનીતિમય પરિસ્થિતિ કે વાતાવરણ હતું, જેમાં બાલક જન્મતું અને ઊછરતું. કુલના અને કુટુમ્બીઓના સંસ્કાર જેમ બાલકના કુમળા મગજમાં વજ્રલેપ પડે, તેમ નાતના પણ પડતા. પછી જ્યારે બાલક મોટો થઇ પાશ્ચાત્ય સાહિત્ય અને સંસ્કૃતિના સંસ્કારો દિલના ખરા ઉમળકાથી ઝીલવા અને સ્વીકારવા માંડતો, ત્યારે આ નવા અને પેલા ઊંડા સંસ્કારો વચ્ચે આન્તર ધમાચકડી જામતી. આપણા દેશની

સંસારસુધારાપ્રવૃત્તિના પ્હેલા ઝમાનાનાં મૂલ આ પ્રકારનાં હતાં. પરન્તુ ઝમાનેઝમાને અને દાયકેદાયકે તેમાં આર્થીય અને વર્તમાન બલોના પ્રવાહથી ફેર પડતો આવે છે. મહીપતરામ, અંબાલાલભાઇ, લાલશંકર, વિટ્ઠલદાસ, રા. બ. હરગોવિંદદાસ આદિનું બચપણ એમની વંશપરમ્પરાની પોળમાં એમની નાતના ઘટ વાતાવરણના શ્વાસોચ્છ્વાસમાં જ ગયેલું. પણ એ ઝમાનાના પુત્રોનું, મ્હારા ઝમાનાના માણસોનું, બચપણ એ નીતિઅનીતિમય ઘટ વાતાવરણથી બ્હાર પરદેશમાં અનેક નાતોના કુટુમ્બોના પાડોશમાં ગયું. વળી અંબાલાલભાઇની હારના પુરુષોએ જુવાનીથી પરદેશ વાસ સ્વીકાર્યો એ જ આર્થિક બલને લીધે એમની માતાઓ અને એમની પત્નીઓનાં માનસમાં ઘણો ફેર પડી ગયો. એ ઝમાનાની માતાઓ અને દાદીઓમાં, સમગ્રે બોલતાં, સંસાર અને ધર્મના કર્તવ્યોની બાબતમાં કશો ફેર ન હતો, પરંતુ મ્હારી હારના પુરુષોની દાદીઓ જ્યારે આચારવિચારમાં શુદ્ધપ્રાચીન–રૂઢિ–પ્રરત કર્મઠ અને એકરંગી હતી, ત્યારે અમારી માતાઓ નવીન સ્વતંત્રતા અને નવીન આચારવિચારની વત્તીઓછી છાંટ વાળી હતી; ઉપર રમૂજની ખાતર નોંધાઇ ગયું છે તેમ એમનાં બાલકોની "મમ્મા"ઓ હતી. ઝમાનાનાં બલોનાં આ પરિણામ દાયકેદાયકે વધતાં આવ્યાં છે, અને હવે તો એ જ્ઞાતિરૂપ નીતિઅનીતિમય ઘટ વાતાવરણ તેના સૈકાઓના નિવાસસ્થાનોમાં પણ છેક પાતળું પડી જઇ

ઊડી અને ફટકી ગયા જેવું થયું છે. આજનું ખાડિયું તે ૧૮૫૦નું ખાડિયું નથી, આજનું ગોપીપરું નંદશંકરના બચપણનું ગોપીપરું નથી, આજનું વડોદરા મહારાજા સયાજી ગાદીએ આવ્યા તે પ્હેલાનું વડોદરા નથી. ગામડાઓની સ્થિતિમાં ય ફેર પડયો છે અને વધતો આવે છે. ક્ષત્રિય અને નાગર, શ્રીમાળી અને પોરવાડ, ઉદીચ્ય અને અનાવિલ, પટેલ અને કણબી, જૈન અને વૈષ્ણવ, કાઠિયાવાડી ઈડરિયા અને દક્ષિણી, કચ્છી ઘોઘારી અને ઓસવાળ, સૌ એકબીજા સાથે એક પોળમાં રહેતા અને પરસ્પર છૂટથી હળતામળતા થઇ ગયા છિયે. આપણા આદિ સુધારકોના મગજમાં જ્ઞાતિ એટલે એક અનીતિપ્રધાન અને આખા સમાજને દમતું ઉગ્ર ભૂત હતું. પરન્તુ આપણે હવે એ ભૂતને શોધવા અને પકડવા જઇયે છ, તો તે આપણને એ "સુધારકો"નાં મગજ અને લખાણોની બ્હાર જડતું પણ નથી ! સર લલ્લુભાઇ સામળદાસ મ્હેતા જેવાની સામે નાગર બ્રાહ્મણો પોતાનું સડેલું અબ્રાહ્મણ્ય હજી યે ઊરાડે છે,+ ત્યારે જ આપણને પુરાવો મળે છે કે જ્ઞાતિવિષ અને

---

+અમારી નાતમાંથી વિલાયત જવાની પ્હેલ કરી ચાર જુવાનોએ સાથે, જેમાંથી ત્રણ અંબાલાલભાઇના સગામાંના હતા. નાતે એ ચારેને હારતોરા આપી સામૈયું કરીને વાજતેગાજતે વહાય કરેલા. ઈ. સ. ૧૯૧૮માં શ્રીમાળી બ્રાહ્મણોએ વિલાયત જઇ આવેલાને પાછા સ્વીકારી લીધા, ત્યારે મેં ધાર્યું, ચાલો ! ગુજરાતમાં વિલાયતગમનના સવાલનો અન્ત આવ્યો ખરો. પરંતુ ઇ. સ.

ડોન્ટ-ટચિઝમ્* અબન્ધુત્વ હજી ગુજરાતમાંથી તો છેક નાબૂદ થયું નથી. તથાપિ જ્ઞાતિબન્ધારણ તો અનીતિપ્રધાન અને જુલ્મગાર જ હોઇ શકે, જોજો રખેને આપણે હાથે એવી ભૂલ થઇ જાય, કે તેથી એ ઘરડું અપંગ બનેલું તો ય જોરાવર ભૂત પાછું ભરજુવાન થઇને આપણા ઉપર સવાર થઇ બેસે!-એ જાતનાં મન્તવ્ય અને એ પ્રકારના ભય અને એ રૂપની સુધારાનીતિ આપણા ઝમાનાના જુવાન ઉગતા માણસોમાં પણ જોવામાં આવે છે, તે વારસે મળેલા વિચારસમુદાયને ફરી ગયેલી પરિસ્થિતિ સાથે જાતે સ્વતંત્રપણે સરખાવવાની અને છણવાની અશક્તિનાં પરિણામ છે. વળી વિકારી લોકની સંખ્યા કોઇ પણ સમાજમાં મોટી હોય જ, એટલે એવા માણસો ઉપલા અજ્ઞ ઉદ્‍ગારોની આસપાસ કોલાહલ મચાવી, નિરંકુશતાને જ સાચી સ્વતંત્રતા અને શુદ્ધિ લેખે પ્રસારવાને પોતાથી બનતું બધું યે કર્યા જ કરે, એ કુદરતી છે.

---

૧૯૨૭માં નાગર બ્રાહ્મણોએ ભાવનગરમાં પાછું પોત પ્રકાશ્યું છે: અગર જો કે આ છેલ્લો અને મરણઘટિકાનો ભડકો જ જણાય છે.

* "Don't touchism"! હિન્દુ ધર્મને અને હિન્દુ આચારમાંની બન્ધુતાવિરોધી બાસિયતોને સ્વામિ વિવેકાનન્દ આ ગાળ આપતા. "હિન્દુપણું એટલે? 'અડશો મા! અમને અભડાવશો મા!'-એ વૃત્તિ તે હિન્દુપણું;" એવો એ ગાળનો ભાવાર્થ છે: વૈષ્ણવો અને સનાતનીઓએ ખાસ મનનીય છે.

આ જ વિષયને બીજી પાસથી જોઇયે. મૂલ મોટા ધર્મમાં અનેક પન્થ પડે ત્યારે પન્થોમાં જ્યાંસુધી સત્ત્વ હોય ત્યાંસુધી પન્થાનુયાયીને પોતપોતાના પન્થના આચાર-વિચારતંત્રમાંથી માંણસાઇને માટે જોઇતું પોષણ પૂરતું મળી રહે છે. પરન્તુ જ્યારે પન્થોમાંથી સત્ત્વ ઊડી જાય છે, અથવા તો જૂદાજૂદા પન્થાનુયાયીઓની સેળભેળ થઇ જાય છે, ત્યારે તેમનાં સન્તાનોને સદાચાર-વિચારમાં ઊછેરવાને માટે જે નીતિપ્રધાન વાતાવરણ જોઇએ, તે મૂલ મોટા ધર્મના આચારવિચારતંત્રમાંથી લેવામાં આવે તો જ મળી શકે છે. આમ કરતાંકરતાં એ પ્રવૃત્તિમાંથી પાછા આપોઆપ નવા પન્થ ફુટે તેની વાત જૂદી છે. હિન્દના પંજાબ, સિન્ધ, ગુજરાત, મુંબાઇ, આદિ જે વિભાગોની વર્તમાન સમયના આર્થિક આદિ બલોના એકસરખા અને વધતા જતા મારાને લીધે ખીચડિયા સ્થિતિ થઇ છે, કે થવા લાગી છે, તે વિભાગોમાં નવાં નીતિપ્રધાન જ્ઞાતિબન્ધારણ જેવાં વાતાવરણ ઊપજાવવાની ખરેખરી જરૂર છે. અને એ જ અત્યારે એ વિભાગોને માટે સંસારસુધારાનો મોટામાં મોટો પ્રશ્ન છે. આર્યસમાજ અને બ્રહ્મસમાજ નવી જ્ઞાતિઓની પેઠે આ વિભાગોમાં ફેલાય છે, એ હકીકત પણ આ મતને ટેકો આપે છે.+

---

+ સમુદાયાસ્મિતા કે સમૂહાસ્મિતા ( group conscio· usness ગ્રૂપ કૉન્શિયસ્નેસ )ની ઊછરતી વ્યક્તિના નીતિબન્ધારણ

અંબાલાલભાઇનું આ દૃષ્ટિબિન્દુ હતું નહીં. પૂર્વ વયમાં એમની બોલી અને કઇ અંશે આચરણ પણ ઉચ્છેદક હશે ખરાં. નાતમાં ઘેરઘેર ત્રાંબુંપિત્તળ ઘણું ય છે, હું 'વ્હેંચણ' (લ્હાણું) કરીને એમાં વ્યર્થ વધારો શાને કરું ?–એ જાતનાં એમનાં એકબે વધુ પડતાં વચન નાતમાં ઘણાં વર્ષ સુધી કહેવાતાં–ટોકાતાં–રહ્યાં હતાં. નાતમાં એમને ઔપચારિક ( out of courtesy ) વડપણ* પણ બહુ મોડું પ્રાપ્ત થયું હતું; લોકપ્રિયતા તો કદાપિ મળી ન હતી. હેન્રિ કૉટન કે ગોવર્દ્ધનરામ જેવા જ્ઞાતિની ભાવનાનાં અન્તર્ગત નીતિબીજ અને વ્યવહારુ લોકરક્ષાનાં તત્ત્વ બતાવી આપતા, તે પણ એમને ફરીફરીને વિચારવાં પડતાં હતાં. ટૂંકામાં, જ્ઞાતિબન્ધુઓ તર્ફ બન્ધુભાવે, નિકટના સમ્બન્ધીઓ તરીકે,

---

ઉપર કેવી અસર થાય છે એ વિષયને માનસશાસ્ત્રીઓ સમુદાય-માનસ (group psychology ગ્રૂપ સાઇકૉલોજી )નું નવું નામ આપીને છેલ્લા ત્રણેક દાયદામાં જ તપાસવા લાગ્યા છે. માનસ-શાસ્ત્રનો એ પેટાવિભાગ નાતો જેવાં સાંસારિક બન્ધુભાવે સંકળાયેલાં વ્યક્તિ–જૂથો હોય તેને કુદરતી તેમ જનસમાજને લાભકારક પણ ગણે છે. બેશક, આ યુરોપી સંશોધકોના મગજમાંનો "સમુદાય" આપણી ગુજરાતી "નાત"નાં કેટલાંક અતિદૃઢ લક્ષણો વિનાનો જ છે.

* બીજું કોઇ રીતનું વડપણ અમારી સ્વતંત્ર-મિજાજી નાતમાં છે નહીં.

મિત્ર લેખે, જોવાનું વલણ એમનામાં હતું જ નહીં. વ્યક્તિવાદ ( ઇન્ડિવિડ્યુઅલિઝમ્ ) સર્વે વ્યક્તિઓને સમાન ગણવા બોધે છે તેનું પરિણામ એ જ આવે. એટલે (દાખલા તરીકે) કોઇ જાતે ઘસાઇને કર્જ કરીને પણ યોગ્ય પ્રસંગે જ્ઞાતિભોજન કરે, તે એની કુલીનતા એમના દિલમાં કુલીનતારૂપે વસતી નહીં. ઘણા અંગ્રેજી ભણેલાની, ઘણા 'સુધારકો'ની હજી યે આ જ સ્થિતિ છે. મિત્રભોજનના, સ્નેહસંમેલનોના, 'પાર્ટી (party)'ના યોગ્ય પ્રસંગ સ્વીકારો છો, તો છેક સંકુચિત અંગત મિત્રમંડળથી કઇંક મોટું મિત્રમંડળ જે જ્ઞાતિ (પોતાના નિવાસસ્થાનમાં વસતો જ્ઞાતિવિભાગ ), તેના સહભોજનના યોગ્ય પ્રસંગ શાને ન હોય ?–દલીલની ખાતર પણ કેમ ન સ્વીકારી શકો ?–એવા સવાલ જ એમને બકવાદ જેવા લાગતા.

શહેર સુધરાઇને ખબર આપી દઇયે અને મૃત દેહનો સંસ્કાર એ જાહેરખાતું પોતાની મેળે લોકરક્ષાના પોતાના કર્તવ્યનાં એક અંગ તરીકે કરી લે, સગાંવ્હાલાં નાતીલાને એમાં લેશ તસ્દી ન પડે; એ પ્રમાણે આપણે ત્યાં નથી. અગ્નિસંસ્કાર આદિ આવશ્યક કર્તવ્યને માટે આપણા રિવાજ પ્રમાણે માત્ર સગાંસમ્બન્ધીઓ કરતાં વધારે સ્ત્રીપુરુષોની હાજરી અને સહકાર જોઇએ જ. નાતીલામાં ભાઇબન્ધીની વૃત્તિ કુદરતી ઉમળકા જેવી હોય તો જ તેઓ આવે પ્રસંગે પૂરતી સંખ્યામાં દોડી આવે, અને તો જ તેમનાં હાજરી

સહકાર આદિ મોતના કારી ઘાથી ઘાયલ વ્યક્તિઓને કઇંયે સાંત્વના દઇ શકે. ' સુધારકો 'એ જ્ઞાતિને વખોડીવખોડીને તેને ફોલી ખાધી; તેનો તેજોભંગ કરીકરીને આ ભાઇબન્ધીની વૃત્તિ સૂકવી જ નાંખી. એ કુદરતી ઊમળકાનો ઉચ્છેદ જ કર્યો. આ ઉચ્છેદકૃત્યથી કઇંયે લાભ થયો હશે ખરો ? જાણવામાં હોય તો બતાવો. વરવહુના સમ્બન્ધમાં જોડાવા ઇચ્છતાં પુરુષ અને સ્ત્રી બે મિત્ર સાથે નોંધણી કારકુન પાસે જઇને ઊભાં રહે અને પ્રતિજ્ઞાપૂર્વક પોતાનો નિશ્ચય જણાવે, કારકુન એ માટેનું પ્રમાણપત્ર સહી સિક્કા સાથે કાયદે ઠરાવેલો કર ગણી લઇને આપે, અને લગ્ન સમ્પૂર્ણ, નોંધણીની તારીખ પછી જન્મતી પ્રજા ઔરસ: એ પ્રમાણે પણ આપણે ત્યાં નથી. રાજસત્તા કે કાયદા વડે સમાજમાં આવા રિવાજો ચલાવી શકાતા નથી. રાજસત્તા અને કાયદો વ્યક્તિઓને ઇચ્છા હોય તો તેમ કરવાની છૂટ માત્ર આપી શકે. અને છૂટ થયા પછી પણ એવા ચાલને ફેલાતાં અને સામાન્ય થતાં ઝમાના વહી જાય; દરમિયાન હાલ ચાલે છે તે રિવાજો, ઘસાતાઘસાતા પણ, ચાલ્યા જ કરે. લગ્નને લગતા આપણા એ રિવાજો એવા છે કે તેમાં પણ માત્ર કુટુમ્બીઓ કરતાં વધારે સ્ત્રીપુરુષોની હાજરી અને સહકાર અવશ્ય જોઇએ. દરેક સ્થલે દરેક નાતના કુંડાળામાંની વ્યક્તિઓ પોતાનામાંના દરેકને ત્યાં આવો પ્રસંગ આવતાં હાજરી અને સહકાર આપે છે. ' જ્ઞાતિધર્મ 'નો એક મુખ્ય

ભાગ* આ છે. એટલે આ કુટુમ્બના અતિસંકુચિત બન્ધુવર્ગ કરતાં મોટા બન્ધુવર્ગમાં ભોજનવ્યવહાર આદિના રિવાજો પણ આવશ્યક છે. 'સુધારા'ના ખંડનાત્મક વિચારો આજ સુધીમાં કરી શક્યા છે એટલું જ કે "ભણેલી" વા "સુધરેલી" નાતોમાં આવા પ્રસંગે ઉત્સવને અનુકૂલ આનન્દની વૃત્તિઓ ઘટી ગઇ છે, સહકાર અને હાજરી ઘટી ગયાં છે, અને લગભગ બધા જ હજી નાતો જમાડે છે ખરા, પણ તેના ખર્ચ વધી ગયા છે, અને સન્તોષ આનન્દ આદિ પ્હેલાં કરતાં સોમા ભાગનાં ય કોઇ મેળવી શકતું નથી. કરિયે છિયે જ, તો ચાલોને તે અનુકૂલ ઊર્મિએ કરિયે, તેનો લ્હાવ લઇયે, તે જાતે માણિયે સૌને મણાવિયે, બન્ધુઓની એટલી સેવા કરી લઇયે, અને સૌની સાથે રહીને એ રિવાજોમાં દેશકાલ પ્રમાણેના ફેરફાર આખા ટોળાને બંડખોર ના લાગિયે કે કડવા ના થઇ પડિયે, તેમ દાખલ કરિયેઃ આ રૂપની ગો. મા. ત્રિ. અને રા. રા. રવિશંકર ગણેશજી અંજારિયા જેવા જ્ઞાતિસુધારકોની વિચારઝોક, અંબાલાલભાઇ પોતાની જ્ઞાતિપરિષદના પ્રમુખ એકથી વધારે વાર થયેલા તો યે એમની દૃષ્ટિમર્યાદામાં નહીં, કે એમની પ્રકૃતિને અનુકૂલ પણ નહીં. +

---

* બીજો મુખ્ય ભાગ અગ્નિસંસ્કાર અને ઉત્તરક્રિયા નિમિત્તે હાજરી અને સહકારનોઃ જુવો મ્હારું "જ્ઞાતિભાઇઓના ધર્મો" વિશે વ્યાખ્યાન.

+ આપણા કાતિલ "સુધારક" ન. ભો. દી. નોંધે છે.

ઉત્તરક્રિયા, લગ્નક્રિયા, અને ઉપનયનક્રિયા સાથે આપણા તમાશાશોખી ખાનપાનશોખી ગુજરાતીઓમાં જે સાંસારિક રૂઢિઓ વળગેલી જોતા આવ્યા છિયે, જેનાં હાર્દ ઉપર કઇંક નિરૂપાયાં છે, તે તમામને ત્હમે ભલે તરછોડો; સામાજિક રૂઢિ માત્રને–ગાન્ધર્વ લગ્ન ઇષ્ટ નથી એવા અનુભવ માત્રને પણ–બન્ધનો ગણીને ત્હમે ત્હમારા વ્યક્તિસ્વાતંત્ર્યને ભલે ને નિરંકુશ વિહરાવો. પરંતુ–દલીલને એક મજલ આગળ લઇને પૂછવું પ્રાપ્ત થાય છે કે–એ ક્રિયાઓ જાતે તો ધાર્મિક છે; અને એ ધાર્મિક ક્રિયાઓને પણ જતી કરે, તે હિન્દુ જ શેના? કમને નછૂટકે અને આ અધન્ય સમાજના ગુલામ અવતર્યા તે કરવી પડે માટે કરિયે છ, એવી વેઠ જ કરે, તે સાચા હિન્દુ શેના? પ્રાર્થનાસમાજ–મન્દિરે મૂર્તિઓનો નિષેધ કરે, અને આ ક્રિયાઓ પ્રસંગ આવતાં પોતપોતાની નાતરૂઢિ પ્રમાણે કરે, એવા દહીંદૂધિયા સાચા પ્રાર્થનાસમાજી

("સ્મરણમુકુર") ગો. મા. ત્રિ. એ સામાજિક વિષય ઉપર ભાષણ કર્યું, આં–પ્રમુખ; કેટલાક દિવસ પછી મેં ભાષણ કર્યું, ત્યારે પણ આં. પ્રમુખ હતા, અને પ્રમુખ લેખે બોલેલા તેમાં એમની ઝોક મ્હારા વિચારો તર્ફ વધારે હતી...બેશક...ન.ભો.દી. અને આંબાલાલભાઇનું સમાજવિષયક દર્શન લગભગ એક હતું, ગો. મા. ત્રિ. નું બંનેથી ભિન્ન હતું. કયું વધારે વાસ્તવિક અને હિતકારી એ જ સવાલ છે: કઇ મનોદશા, કઈ વિચારપદ્ધતિ, કઇ કસોટીએ વિષયને બન્ધબેસતી એ જ સવાલ છે.

પણ શી રીતે લેખાય ? * અને જો એ આપણી પરમ્પરાગત ધર્મક્રિયાઓમાં હાલ સૈકાઓથી મૂર્તિપૂજા ઓતપ્રોત છે, તે નડતર હોય, મૂર્તિપૂજા અંદર નહીં જ એવી ધર્મક્રિયાઓ વાંછતા હો, તો બ્રાહ્મસમાજના એક-બે રૂપની, આર્યસમાજની, વેદમંત્રો વાળી કોઇ ત્રીજી,-અગર તો ન વેદ, ન સંસ્કૃત, ન મૂર્તિ, ન બ્રાહ્મણ, એવી ત્હમને જે સત્યમેવ વિશુદ્ધ લાગે એવી કોઇ તુરીય અર્વાચીન સુધરેલી પણ હિન્દુ ધર્મક્રિયાઓ, કેમ નથી જાતે કરાવતા, કેમ નથી સમાજમાં ફેલાવવાને મથતા ? કેવલ ધર્મવિમુખ જીવન, ધર્મ તર્ફ પીઠ જ રાખનાર જીવન, સંસ્કારી માનવ જીવન શેનું ? અથ વા ધર્મ નામે ખરે ધતિંગ હોય, તો તે પ્રતીતિને પણ સ્પષ્ટ આચારમાં ઊતારે નહીં એવું જીવન સંસ્કારી માનવ જીવન શી રીતે ગણી શકાય !

આવાઆવા સવાલો ગુજરાતમાં ભણેલાઓમાંના વિચારશીલ ભાગને અંબાલાલભાઇના ઝમાનામાં ઊઠયા જ ન્હોતા, હજી યે બહુ થોડાના હ્રદયમન્થનમાં ઊઠે છે. આપણા

---

* એ કરતાં તો રણછોડભાઇ રેંટિયા જેવાની સાચદિલી રૂડે જ વળી, કે તેઓ આ બે વચ્ચે અનિવાર્ય વિરોધ છે તે લક્ષમાં આવતાં પ્રાર્થનાસમાજમાંથી ખસી ગયા. રણછોડભાઈ તર્ફ ભાવ છતાં "સુધારા" તર્ફ વધારે ભાવ, એટલે આ વિષય ન. ભો. દી. ને કેવાં વિચિત્ર રૂપમાં દેખાય છે, તે માટે પણ જુવો 'સ્મરણમુકુર.'

ગુજરાતમાં ખેડાયેલી બુદ્ધિનાં માણસ પણ હજી મોટે ભાગે મધ્યકાલીન માનસના જ ગણવા પડે એવાં થાય છે. પ્રતીતિઓ સાચે ફરી, તો આખું જીવન ફેરવીને તદનુરૂપ રચવું જ, ગતાનુગતિકતા તો મહાપાતક, એવું કર્તવ્યના સંપૂર્ણ સ્વીકાર વાળું **અર્વાચીન અર્થાત્ રેફૉર્મેશનોત્તર** ( post–Reformation ) **માનસ,** હજી આપણા ભોળા ગુજરાતમાં બહુ જ થોડી વ્યક્તિઓમાં જોવામાં આવે છે. સરકારે તો સર્વ ધર્મનું એકસરખું અપક્ષ પાલન કરવાની રાજાધિરાજની મહાનીતિ સ્વીકારી છે, અને તેને દૃઢતાથી વળગીને સરકારી કેળવણીને, પોતાના પાદરીઓ તર્ફથી ફરીફરીને થયેલાં સીધાં અને આડકતરાં દબાણોને મચક ન જ આપીને, તમામ અંગોમાં ઐહિક (secular–સેક્યુલર) રચી છે. પરંતુ એ શિક્ષણમાંની ભાવનાઓ સંસ્કારી માનવ જીવનના આખા પ્રદેશને માટે પર્યાપ્ત નથી. અંગ્રેજોનાં જીવનમાં, તેમના કુટુમ્બોમાં, પ્રજા તરીકેના તેમના ઉત્સવ અને ગમીના પ્રસંગોમાં, તેમ ખ્રિસ્તીઓ અને મુસ્લિમોની સ્વતંત્ર ખાનગી શાળા–પાઠશાળાઓમાં ધર્મવિમુખતા છે નહીં. આપણે હિન્દુઓ કેવલ ધર્મવિમુખ બનીશું તો આખું જીવન લંગડું પડી જશે, એ સત્ય, એ ઝમાનાના મોટા ભાગને સુઝેલું નહીં. **सदाचारो धर्मः** અને **सत्यान्नास्ति परो धर्मः** અને **शरीर माद्यं खलु धर्मसाधनं** એ મહાવાક્યો ખરાં; પણ મનુષ્યજીવનને માટે જે ધર્મ આવશ્યક

છે, તેમાં એ ઉપરાંત એક તર્ફથી આધ્યાત્મિક પ્રતીતિઓ અને શ્રદ્ધાઓ ઉત્પન્ન કરનાર ફિલસૂફી કે જ્ઞાનમાર્ગ જોઇએ, અને બીજી તર્ફથી નિત્ય તેમ નૈમિત્તિક ધાર્મિક ક્રિયાઓનો કર્મમાર્ગ પણ અવશ્ય જોઇએ; જેમાં વળી ઘણાં સ્ત્રીપુરુષ સાથે મળીને કરે એવી ક્રિયાઓ પણ જોઇએ. આ જરૂરિયાત એ ઝમાનાના બરાબર ધ્યાનમાં જ નહીં; વિચાર રૂપે તો ખરી, તથાપિ નિયમિત અને વારમ્વાર આચાર ઉત્પન્ન કરે એવી પ્રેરકબલ વાળી પ્રતીતિ રૂપે નહીં.

પ્રધાનપણે સામાજીક સવાલો ભણી જ પાછા વળી આવિયે. લગ્નોત્તર સ્નેહના ( સૈકાઓ દરમિયાન પેઢી દર પેઢી એકસરખા ઊતરી આવેલા ) સુખી અનુભવને સ્નેહોત્તર લગ્નની અવનવી રોમેન્ટિક ( romantic ) રોમાંચકારક લાલસાને પડછે અવગણુનારા એ ઝમાનામાં, ધર્મવિમુખતા જામતાં અને જૂની કુલીનતાનો હ્રાસ થતાં, વિક્રયલગ્નની બદી બીડમાં ઘાસ ઊગી નીકળે તેમ ઊગી અને ફેલાઇ ગઇ, તેનો અટકાવ કરવામાં એ 'સુધારક' ઝમાનો– જ્ઞાતિબલ રખેને વધે, એ ભયની વ્યાકુલતામાં; સૌ પોતપોતાના કુટુમ્બના માલેક, એ સ્વતંત્રતા છેદાય જ કેમ, એવી ધર્મભીરુતામાં; કોણ અટકાવે ? કેમ અટકાવાય ? એવી એવી મૂઢતામાં;–નપુંસક નીવડયો; સૌ નિંદે, પણ સૌ માત્ર જોઇ રહે, અને બદી વધતી જ જાય, એવી અધોગતિના ઢાળ ઉપર ગબડવા લાગ્યો. મ્હારે અને અંબાલાલભાઇને

ખરી ટપાટપિ એક જ વાર થઇ હતી, અને તે આ વિષયમાં. એઓ કહે, Demand and Supply (ડિમાન્ડ એંડ સપ્લાઈ) માગ અને ઉત્પન્ન, જરૂર અને ખપતનો કાયદો: સૌ પ્રાંતપોતામાં પુત્રીને માટે બી. એ. થયેલા વર માગે છે; તેટલા નાતમાં નથી; એટલે પડાપડિ થાય ને છે તેના ભાવ ચ્હડે જ. વળી કહે–બી. એ. એક કુળ છે; ભાઠેલા, ઉદીચ્ય, ભાટિયા, પ્રભુ, બંગાળી કાયસ્થો, વગેરેમાં કુલીનના દામ લેવાય છે, તેમ આપણામાં બી. એ. ના. મ્હારાથી ન રહેવાયું, ત્રણ પુત્ર બી. એ. થયા હોય, અને ત્રણેનો વિક્રય કરે તો ત્રેવડો કુલીન? ના, ના, સાહેબ, એ તો ત્રેવડો અધમ! મેં દલીલની બીજી બાજુ આગળ કરી: છોકરી માટે ... પડયા અને છોકરા માટે જતા કરવાનું બને જ ... મેં કહ્યું, જમા અને ઉધાર, છત અને માગ, છોકરીના ... ભરવા પડશે તો છોકરાના પણ મળે તે ... લૌકિક બજાર દૃષ્ટિએ જે સદાચાર અશક્ય ... છતાં તે સદાચાર પાળે, તેજ ખરી સદાચારનિષ્ઠા, તે જ કુલીનતા, તે જ ધર્મિષ્ઠતા: બીજો પાખંડ. પરણ્યા પછી વર ભાગજોગે આંધળો અપંગ થઇ હીણકમાઉ નીવડે છે, તથાપિ આપણા દેશમાં, નીચ નાતરિયા નાતોમાં પણ, વહુ તેને વળગી રહે છે, પોતે ગદ્ધાવૈતરું કરીને ય તેને પોષે છે, અને તેનાં જ સન્તાનની જનેતા બને છે. લગ્ન–આપણી હિન્દુ મુસ્લિમ નાતોમાં આપણા

પૂર્વજોએ આપણને જે વારસામાં આપી છે તે લગ્નની સંસ્થા પવિત્ર છે; એથી વધારે પવિત્ર પાર્થિવ સત્ત્વ આખી દુનિયા ખુંદી વળશો તો ય નહીં જડે;* આવી પવિત્ર ભાવનાપ્રધાન સંસ્થાને દુનિયાદારીનાં નફા તોટાનાં અને છત જરૂરનાં ત્રાજવાં અડકાડતાં જ આખો સંસાર પતિત થાય છે. આપ નાતમાં મોટા છો; આપના શબ્દનું આપના વલણનું પણ નાતના સમજુ માણસોમાં વઝન પડે છે. આપ જેવા અગ્રણીને માથે જવાબદારી પણ પડે છે. આપ એ બદીને રોકવા નહીં મથો તો એ પાપના આપ પણ ભાગીદાર બનશો. આપ જ ઊઠીને આ ભ્રષ્ટતાને કુદરતી ગણાવશો, તો બદી વધી જશે, અને પરિણામ ભયંકર આવશે. એઓ કહે, પરિણામ સારાં જ આવશે; નાતમાં બી. એ. વધશે, વિદ્યા આદિ વધશે, નાતનો ઉદય ઉલટો ઝડપથી થશે. મેં કહ્યું–અધર્મે, દ્રવ્યલોભે, લગ્નની ભાવનાને ધોળીપીળી ધૂળમાં રગદોળતાં કોઇનો ઉદય થયો નથી, થનાર નથી. આ એક-માંથી અનેક બદીઓ અને કુકર્મો ફૂટશે. એકબે દાયકામાં જ ગાન્ધર્વ લગ્નો, કાનીન સન્તાનો, કુલટાઓ, અને છચોક ધંધો કરનારી વેશ્યાઓની ફલ–પરમ્પરા નાતને જોવાનો વારો

* "દેહલગ્નની વિધવા–સ્નેહલગ્નની વિધવા" વગેરે માત્ર શબ્દ–ખડખડાટ છે, એની પાછળ ચોખ્ખા અર્થને સાટે છે ભોપાળું: એ દષ્ટાન્ત આપણા સુધારક કહેવાતા વક્તાઓ અને લેખકોનાં ઘણાંખરાં વાગ્જાલને માટે સૂચક છે.

આવશે. અને જો આ બદી પાંચ છ દાયકા ચાલશે, તો તો આપણો ઉચ્છેદ જ થવાનો. એઓ હસ્યા અને કહેવા લાગ્યા, પારસીઓ સલામત છે અને વધતા જાય છે; આપણે પણ સલામત રહીશું, ઉત્તરોત્તર વધતા અને ચ્હડતા જઇશું.*

વિચારશીલ વાંચનાર જોશે કે બંને પક્ષની દલીલોમાં પોલાણ છે. કોઇ ટોળાની ઉન્નતિ થાય કે પડતી, તે એક જ કારણનું પરિણામ જવલ્લે હોય છે. પરન્તુ આ ગરમાગરમ વાતચિત બનતાં સુધી જેવી થઇ હતી તેવી આપેલી છે. માત્ર મેં ઉપર લખ્યા છે તે કરતાં ય વધારે કડક શબ્દો મ્હારાથી વપરાઇ ગયેલા હોવા જોઇએ અને કંઇક અઘટિત અંગત ટીકા પણ થઇ ગયેલી હોવી જોઇએ, કેમ કે મ્હને યાદ છે કે અંબાલાલભાઇ સાથે જે અદબ હું હંમેશ પાળતો તે આ વખતે હું પાળી ન શકયો, એ રૂપનો ખેદ મ્હને પછી થયો હતો.

---

* પાછળથી પારસીઓની વિવૃદ્ધિ અને ચ્હડતી થાય છે કે ખરી હકીકત શી છે એ વિશે પોતાને શંકા પડેલી. તેનું સમાધાન પોતે એવું કરી લીધેલું લાગે છે કે પારસીઓમાં તો પુરુષોને લગ્ન કરવા ઉપર અણગમો આવ્યો છે. કોઇ નાતમાં એ "રોગ પેઠો નથી," ત્યાંસુધી તેને ગભરાવા કારણ નથી (જુવો "સંગ્રહ-સંસાર પ્રકરણ). યુરોપથી નીઓ-મૅલ્થૂસિઅન (neo-Malthusian) આચાર પણ આપણે ત્યાં આવ્યો છે, અને "કેળવાયલા" વર્ગમાં વધતો જાય છે, એ હકીકત તો એમણે જોયેલી જ નહીં.

અને અહીં જ ઉમેરી લઉં છું જે આ નિબન્ધમાં અંબાલાલભાઇની જેજે વાતચિતો મેં નોંધી છે, તેમાંથી કોઇની તત્કાલ નોંધ મેં લીધેલી હતી નહીં. એ દરેક વાતચિત થતાં તે મ્હારા મગજમાં કેટલોક વખત ઘોળાયા કરતી. વળી આવી વાતચિતો ઈ. સ. ૧૮૯૬ થી ૧૯૧૨ સુધીના સત્તર વર્ષમાં થયા કરેલી, અને નવી વાત થાય એટલે આગલી વાતોને ય હું સંભારતો; એમનું કંઇ વાંચવામાં આવતાં પણ તે વિષય ઉપરના એમના બધા વિચાર હું એકબીજા સાથે મુકી જોતો. એમનો આખો વિચારમિનારો યથાવત્ જોવાનું મ્હને ઘણું કૌતુક હતું. એમની પાસેથી મ્હારા જેવાને અખૂટ શીખવાનું અને સમઝવાનું છે, એ મ્હારી એમના પ્રતિ શિષ્યબુદ્ધિ બધો વખત જાગતી રહી હતી. એમના વિશે અહીં જે કંઇ લખું છું તે આ પ્રકારના શ્રવણ-મનનને આધારે, અને છબીની દરેક રેખા મેં જેવી જોઇ હતી તેવી જ દોરવાના સંકલ્પથી લખું છું. અને તથાપિ, માણસ, ખાસ કરીને મોટો માણસ, અનેક પ્હેલનો હીરો છે, એ સ્વીકારું છું: આ મ્હારા અંબાલાલભાઇ તે જ ખરા અંબાલાલ, કોઇ પણ એક દૃષ્ટાના અંબાલાલ તે એક જ ખરા અંબાલાલ, એ પ્રકારનો મમત આવા વિષયમાં અસ્થાને છે.

સાંસારિક નીતિના પ્રશ્નોમાં માનવ વિચાર કેવા ક્રમથી આગળ વધે છે તેનો બીજા દેશોનો ઇતિહાસ જોતાં,*

* ખાસ માર્ગદર્શક બે ઇતિહાસો છે: પ્રાચીન ગ્રીસમાં

આપણે ત્યાં પણ પ્રથમ 'ઇશ્વર નિરાકાર છે,' વા 'છે નહીં,' માટે 'મૂર્તિપૂજા જૂઠી છે;' 'માણસ જાતમાં સર્વના હક્ક સરખા હોવા જોઇએ,' માટે 'નાત એક જુલ્મી બન્ધન છે,' એ પ્રમાણે 'સનાતન' ભાસતાં 'સત્યો' વા "ન્યાય" વા કુદરતી હક્ક" ના પાયા ઉપર ઉચ્છેદક બંડવૃત્તિનો ઉદય જ પ્રથમ ક્રમે થાય, તેમાં નવાઇ જેવું નથી. આવા વિચારોમાંથી જ ધીમેધીએ બીજાં સ્થલો અને સમયોમાં ઐતિહાસિક દૃષ્ટિ, ગુણદોષવિવેક બુદ્ધિ, અને લોકરક્ષાની ભાવનાના પ્રકાશે જ આવા વિષયોમાં માર્ગ કહાડવો ઘટે, એ પ્રતીતિ ઉધ્ભવેલાં, તેમ આપણે ત્યાં પણ થવાનો વખત પાકતો આવે છે. ઉપર અંબાલાલભાઇના સામાજિક વિચાર અને દૃષ્ટિબિન્દુના નિદર્શન લેખે જે લખવામાં આવ્યું છે, તેનું તાત્પર્ય એ છે જે, રાજકીય અને આર્થિક વિષયોમાં 'હવાઇ સરવો'* અને તેમનાં બલાબલ બડી ચકોરતાથી પારખનાર અંબાલાલ સંસારઘટનાના ગહનતર વિષયમાં પોતાના ઝમાનાના જ માણસ હતા, અને મોટે ભાગે ચાલતા વિચારપ્રવાહમાં જ તરતા હતા.

તથાપિ આ વિષયમાં પણ એમનામાં વિશેષતા ન હતી એમ નહીં. બંડખોર દુરાચાર, અન્ધ અનુકરણ, તામસી બેપરવાઇ, કે વસ્તુસ્થિતિનો તુચ્છકાર એમના જેવી બુદ્ધિ

---

સોફિસ્ટો ( sophists ) ના ઉદયાસ્તનો ઇતિહાસ; યુરોપમાં રેફ્રમેંશન ( the Reformation ) અને કાઉન્ટર-રેફ્રમેંશન (the Counter-Reformation) નો ઇતિહાસ.

* જુવો પાછળ પ્રકરણ ૪ થું, અને આગળ પ્રકરણ છેલ્લું.

અને પ્રકૃતિમાં શક્ય જ ન હતાં. વ્યવહારુ પ્રગતિ માટે ગુજરાતમાં તો નાતો દ્વારા અને નાતોની પરિષદો વડે મત કેળવીને કામ લેવાનું જોઇએ, કેન્દ્રવિભાગનીતિ (deeintra iisatlon ડીસેન્ટ્રલાઇઝેશન ) પ્રમાણે ડગલાં ભરવાં જોઇએ, એ ધોરણ એમણે ધીરેધીરે સ્વીકાર્યું હતું. હિન્દુઓમાં સ્ત્રીકેળવણી આર્યધર્મ અને આર્યસંસારનીતિને પોષે એવી જ પ્રધાનપણે હોવી જોઇએ, એવી એમની દૃઢ પ્રતીતિ હતી. પોતાના કુટુમ્બમાંથી જ અમદાવાદ વનિતાવિશ્રામની સંસ્થાનો આરમ્ભ થયો, ત્યારે તેને પોતાથી બન્યો તેટલો માર્ગદર્શનનો, આગળ પાડવાનો, અને બીજો લાભ નિરન્તર આપ્યે ગયા હતા. આપણે મૂલ ગામડાંવાસી વસ્તી હવે ગીચ શેહરોમાં રહેતા થયા, અને ચિન્તાપ્રધાન વ્યવસાયોમાં પડયા, તો એ જૂદી પરિસ્થિતિમાં તનદુરસ્તી ઊજમ અને શક્તિઓ કાયમ રહેવા માટે જે સંસ્થાઓ અને આદતો અવશ્ય જોઇએ, તેની હજી આપણને સમઝ અને કીંમત ઓછી છે, આ બાબતોમાં સુધારો જેમ બને તેમ જલદી થવા અને પ્રસરવાની જરૂર છે; વખતોવખત હવાફેર માટે દરિયો ડુંગર કે ગામડાની ખુલ્લી હવામાં સારા માણસે પણ જઇને તાજા થઇ આવવું જોઇએ, અને દુર્બલતાજનક માંદગી કે સુવાવડ પછી તો આવો હવાફેર ન કરવો તે પાપ સમાન છે; માટે સ્વાસ્થ્યાલયો ( sanitaria સેનિટેરિયા ) યોગ્ય સ્થલોમાં મોટી સંખ્યામાં અને પૂરતી સગવડ વાળાં રચાવાં જોઇએ, તેમ તેમનો યથાયોગ્ય લાભ લેવાની આદતો પણ

બંધાવી જોઇએ: એવાએવા વિષયોને માટે અંબાલાલભાઇને બેહદ આગ્રહ હતો. સ્ત્રીઓ અને બાલકોનું વધતું જતું મરણપ્રમાણ અને તેના ઉપાયો, એ એમના ચિન્તન અને બોધનો એક માનીતો વિષય હતો. સાદાઇ કરકસર અને ઉદ્યોગીપણું ટકી રહે, સંપ પરગજુપણું અને બન્ધુતા વધે, તનદુરસ્તી વિદ્યા અને બુદ્ધિશક્તિ ખીલે, અને નીતિમય સત્યપરાયણ સ્વતંત્ર ચારિત્ર જ જીવનનું સાર્થક્ય છે, એમાં સાચી માનવતા છે, એવી પ્રતીતિની જમાવટ પ્રજામાં સર્વત્ર બની આવે, એમાં પોતે સર્વ સુધારા અને ઉન્નતિનાં બીજ જોતા.

સ્નેહ, સુખી લગ્ન, પરસ્પરની માયામમતાથી છલાછલ ભરેલાં કુટુમ્બજીવન, એવા એવા વિષયોને સ્પર્શ કરતા મેં એમને કદાપિ સાંભળ્યા નથી. પણ તેનો ખુલાસો જૂદો છે. આપણો ઝમાનો વાસનાપ્રધાન (sentimental સેન્ટિમેન્ટલ) હોઇ, એવી બાબતોમાં આપણે લવ લવ કરિયે છિયે વધારે, ત્યારે એ ઝમાનો કૌટુમ્બિક જીવનને સ્પર્શતી લાગણીઓને વિશે મૌન પાળનારો હતો; એવી લાગણીઓમાંથી ઉત્પન્ન થવી જોઇતી કૃતિઓમાં એ આપણા પિતાઓને મુકાબલે આપણે ઘણા ઊતરતા નીવડ્યા છિયે એ નિર્વિવાદ છે.

## ૮ એમના વિજયો એમની આકાંક્ષાઓને મુકાબલે.

દિવાન સાહેબ કેરશાસ્પજી રુસ્તમજી દાદાચાનજી અંબાલાલભાઇ વિશેની (ઉપર એક વાર આવી ગયેલી) સ્મૃતિનોંધની છેલ્લી કલમમાં જણાવે છે,—

17...adverse luck prevented his abilities and experience being utilised in the general affairs of the country. He tried to get into the Legislative Council, but Bombay politicians frustrated his endeavours. They may have had good reasons for this line of conduct, of which one is unaware. But unless they were exceptionally strong, it was a mistake to have offered opposition. Mr. Gokuldās Kahāndās is even an older friend of mine and more intimate than Ambālāl, and my sympathies go with him; and yet I wish he had made room for Ambālāl. He had played his part well, and to his friends' satisfaction, and if he had only given Ambālāl a chance to play his, Indian public life would have been the richer for it..."×

અંબાલાલભાઈ ઈલાકાની ધારાસભામાં બેસવા ભાગ્ય-

---

( તરજુમો )

× "૧૭...દેશની જાહેર સેવામાં એમની શક્તિઓ અને એમના અનુભવનો ઉપયોગ કરી બતાવવાનો જોગ એમને આવવામાં નસીબની પ્રતિકૂલતા નડી. એમણે તો ધારાસભામાં પેસ-

-શાળી થયા હોત તો એમની આર્થીય અને રાજદ્વારી સેવા-ઓનું એક નવું પાનું–વઝનદાર અને તેજ વાણીમાં પ્રતિ-પાદિત ઉત્તમ સિદ્ધાન્તોનું, અમલદારોની વાસ્તવિક લક્ષ્ય-વેધી ટીકાનું, અને લોકહિત માટેની વ્યવહારુ પુખ્ત અને વ્યાપક સૂચનાઓનું કીંમતી પાનું, એમની કારકર્દિગીમાં ઉમેરાત. પરંતુ ઇ. સ. ૧૯૨૦ નો કાયદો થયો તે પ્હેલાંની આપણી ધારાસભાઓ માટેના પ્રતિનિધિઓને પસંદ કરનારાં મતદાર મંડળો અત્યન્ત સંકુચિત હતાં. એવા મંડળમાંથી વધુ મત મેળવવાનું કાર્ય કોઇ પણ દેશકાળમાં અંબાલાલ ભાઇના જેવી જાજ્વલ્યમાન વ્યક્તિને ભારે પડે છે. એમણે

---

-વાના પ્રયત્ન ( બહુ વે ) કર્યાં; પણ મુંબાઇના રાજકીય આગે-વાનોએ એમને ફાવવા ન દીધા. આ પ્રમાણે વર્તવાને માટે તેમને પૂરતાં કારણો હશે કદાચ, જે મ્હારા જેવાની જાણ બ્હાર છે. પરંતુ એ કારણો અત્યન્ત સબળ ન હોય તો તો આ પ્રમાણે વિરોધ ખેડવામાં ભૂલ જ થયેલી લાગે છે. મિ. ગોકળદાસ કહા-નદાસ પારેખ પણ મ્હારા મિત્ર છે, અંબાલાલથી વધારે જૂના, અને મ્હારા અંબાલાલ સાથેના સમ્બન્ધ કરતાં પણ મ્હારો એમની સાથેનો સમ્બન્ધ વધારે નિકટનો છે. મ્હારું અંગત વલણ મિ, પારેખના તરફ હોય જ. અને તથાપિ મ્હને લાગે છે કે મિ. પારેખે અંબાલાલને ધારાસભામાં દાખલ થવા દીધા હોત તો સારું થાત. એમણે તો પોતાનો દાવ સારી રીતે ખેલી બતાવ્યો હતો, અને જે સેવાઓ કરી આપી તે એમના મિત્રોને સન્તોષકારક હતી; અને પછી એમણે અંબાલાલનો વારો પણ આવવા દીધો હોત, તો હિંદના જાહેર જીવનને લાભ જ થાત એમ લાગે છે... ”

ઉમેદવારીઓ કરી તે સમય-વર્ષની સંખ્યાએ જોતાં-જો કે ગઇ કાલનો જ છે, તોપણ આજના સમયથી બહુ જૂદો હતો. પ્રજાસ્મિતાની લાગણી બહુ જ નબળી હતી અને અમલદારવર્ગની મતદારો ઉપર બહુ વધારે છાપ પડતી. અંબાલાલભાઇનું ઉત્તર વિભાગના કમિશ્નર સાહેબ અને અમદાવાદના કલેકટર સાહેબ સાથે જે સ્વતંત્ર વર્તન રહેતું, અંબાલાલભાઇએ ભરૂચના કલેકટર સાહેબ સન્મુખ જે પ્રકારનું જાહેર વ્યાખ્યાન કર્યું હતું,* તે સર્વ તે કાળમાં વધારે પડતું ગણાતું,-કેટલું વધારે પડતું, તે તે વખતે પાછળ ટીકા કરનાર અને ડોકું ધુણાવનાર આપણા લોકો જ અત્યારે ભૂલી ગયા છે. વળી મ્હને અંગત માહિતી છે તે ઉપરથી કહી શકું છું કે ઉમેદવારીને લગતા બડી સાવધાનીથી કરવાનાં અને ખર્ચાળુ કામકાજમાં અંબાલાલભાઇને અને માણસોને હાથે ન કરવા જેવી ભૂલો અનેકાનેક થઇ હતી. એ ભૂત કાલની ઉમેદવારીઓમાં રા. રા. ચિમનલાલ હરિલાલ સેતલવાડ અને સ્વ. ગોકુળદાસ કહાનદાસ પારેખ ફાવેલા તેનો જશ હું તો એ મુખ્ય પુરુષોના કરતાં તેમના કુશલ કરવૈયાઓને દઉં છું. હોય. આપણું ગુજરાતનું ગાડું હજી ઘણાં વર્ષ સુધી એ પ્રમાણે જ ગબડવાનું. ખટપટી અને બરાડિયા અને લોકોની આંખને યેન કેન પ્રકારે આંજી શકનાર સપ્પનછપનિયા લોક જ મોટે ભાગે આપણા પ્રતિનિધિ

* જુવો 'સંગ્રહ'-આર્થિક પ્રકરણ.

એટલે આગેવાનોની ખુરસીઓ સર કરવાના. સર ચિમનલાલ, સર ગોકુલદાસ, સર પુરુષોત્તમદાસ ઠાકુરદાસ અને રા. સા. દાદુભાઇ દેસાઇ જેવા કોઇ કોઇ ચૂંટાયેલા પ્રતિનિધિ તરીકે ગુજરાત તર્ફથી જ્યારે પણ આવી જાય, ત્યારે તે બનાવ એક અકસ્માત જેવો જ ગણવાનો છે. પોતાના ઉત્તમ પુરુષોને પસંદ કરવા, તેમને માટે અભિમાન ધરવું, તેમને ટેકો આપીઆપીને તેમનું નાયકપણું કૃતિમાં સ્વીકારવું, તેમની પ્રતિષ્ઠા સાચવવી અને ખીલવવી, એ માટે પ્રજામાં જે સહકાર, સંયમ, અને સંઘબળ અવશ્ય જોઇએ, તે ગુજરાતમાં આવવાને હજી વાર છે. કેટલાક પછાત પણ એકરસ પ્રાન્તોને જેમાં જરા મુશ્કેલી જણાતી નથી, તે આપણી અમરંગી પચરંગી પ્રજાને માટે ઘણું વિકટ છે. અંબાલાલભાઇ આવી બાબતોમાં મોટે ભાગે વ્યક્તિગત ચારિત્રની ખામીઓને જ કારણ રૂપે જોતા, મ્હારું નિદાન જૂદૂં છે, જે અન્ય સ્થલે પ્રકટ કરેલું છે.*

અંબાલાલભાઇની મિલો ભાંગી અને કંઇ યે કારી ન ફાવતાં પોતે અમદાવાદ પાછા ફર્યા તે રાતનું વર્ણન કરતાં રા. રા. વૈકુંઠલાલે જયંતિવ્યાખ્યાનમાં એમનાં કેટલાંક વચન પ્રકટ કર્યા છે તેમાંનું એક વાક્ય આ છે:–" છોકરાંને તાલેવર કરવા જતાં હું ભીખારી થઇ ગયો." આ શબ્દો પોતે તે ઘડીએ બોલેલા એ નિ:સંશય. તથાપિ એ શબ્દો ઉપર

---

* જુવો "ગાંડી ગુજરાત" (નવજીવન અને સત્ય માસિક, ઓકટોબર ૧૯૧૬ નો અંક.)

અઘટિત ભાર દેવાતાં પેન્શન લીધા પછીની એમની વર્ષો લગણ ચાલેલી વ્યવહારુ પ્રવૃત્તિઓના એમના અન્તર્ગત સ્થાયી પ્રવર્તક હેતુઓ (permanent inner motives) વિશે મોટો સમઝફેર થઇ જવાનો, એ પણ નિઃસંશય. માણસ જે કિંચિત્ ખરેખર કરી શકે છે, તે એણે પોતે કરવા ધારેલું હોય છે, જે માટે તેનું મથન હોય છે, તેનો અંશ માત્ર હોય છે. અને જે અંશ સિદ્ધ કરી શકે છે તે માટેના એના પ્રેરક હેતુઓનું વાસ્તવિક જ્ઞાન, એણે સિદ્ધ કરેલા અંશ ઉપરાંત જે માટે એ મથેલો તે આખી વસ્તુ બરાબર નિહાળતાં જેવું થાય છે, તેવું કેટલીક વાર એના પોતાના શબ્દોથી પણ થતું નથી. વર્ષો સુધી ચાલેલા પ્રયાસમાં ઘડીઘડીએ ઉચ્ચારાતાં અને લખાતાં વચન ઘડીઘડીની ઊર્મિઓ વડે રંગાવાં કુદરતી છે. કોઇ કોઇમાં એવી ક્ષણિક ઊર્મિ જ પ્રધાન હોઇ તેમાં તેના ઊંડા સ્થાયી હેતુનું પ્રતિબિમ્બ આવતું જ નથી. કોઇ કોઇ વચન ગમે તેવા આવેશમાં બોલાયલખાય, પણ જે માણસ આગળ તે બોલાયલખાય છે, એ સામા માણસની મગદૂર પ્રમાણેનું જ તે આપોઆપ નીકળી જાય છે. જીવતા માણસ વિશે જૂદાજૂદા દૃષ્ટા જૂદાજૂદા મત બાંધે છે, જીવનચરિતો વિશે સરખા પરિચયીઓ અને અધિકારીઓમાં મોટા મતભેદ ઊઠે છે, તેનાં અનેક કારણોમાંનું એક આ છે.

અંબાલાલભાઇની પ્હેલી, મર્ચંટ (Merchant), મિલ જામી ન હતી તેમ જામવાને વાર હતી, તો યે તેઓ

બીજી અને પાયામાંથી નવી ઊભી કરવાની મિલ કહાડવાના વિચારમાં છે, એ ચોક્સ જાણવામાં આવતાં એ ધંધામાં લાંબા અનુભવવાળા એમના હિતેચ્છુ અને સ્પષ્ટવક્તા મિત્રોમાંથી સ્વ. લાલશંકર જેવા એકથી વધારેએ એમને ચેતવ્યા હતા. એ મિત્રો કહે, ત્હમે લીધી વાત છોડનાર નહીં અને વળી આશાવાદી પૂરેપૂરા, તેમ પુરુષાર્થને જ માનનારા. કિસમત, સંજોગ, આદિ ત્હમારે મન ખોટા વ્હેમ, જેને હીજડાઓ જ લેખવે. પણ આ ધંધામાં એવાં વાદળ ચ્હડી આવે છે કે તે વખતે માણસનો બધો પુરુષાર્થ ભોંયે નખાય છે. ઘડીના છઠ્ઠા ભાગમાં ભલભલાની આબરૂ હતી ન હતી થાય છે, અને ઝેર ખાવાની પાળી આવે છે. કહો તેટલા દાખલા આપિયે. એવા અણીના વખતમાં પોતાની સ્વાંગ મિલકતમાંથી જે કંઇ ભાગ સંગીન અને તુરત વટાવાય એવો હોય છે, તે જ જવાબ આપે છે. નાણાંભીડ ઉત્પન્ન થતી હોય ગમે તેવાં કારણે, પરન્તુ જે કોઇ એ વંટોળચક્કીમાં સપડાઇ જાય છે, તેને એનો એક જાતનો જ અનુભવ થાય છે: નાણાંભીડ એટલે તે બીચારો તો એ જ દેખે છે જે મ્હારી આવી માતબર શાખ આ ક્ષણે તો ઊડી ગઇ—સદંતર ઊડી ગઇ! ત્હમારી બધી મિલકત સ્વાંગ અને સંગીન છે એ ખરું, પણ આવો કારમો સંજોગ આવી પડતાં તે એક ન્હાની મિલને જેમ તેમ ટરીને બચાવી શકે એટલી જ છે. પાયો ન ઝીલી શકે એવા મોટા ઊઠાવવાળી ઇમારત ચણિયે તો તે ધસી જ પડે. વગેરે.

આ પ્રમાણે ચેતવનારા હિતેચ્છુ મિત્રો આગળ અંબાલાલભાઇ પોતાનું દિલ ખોલીને કહેતા:–હજી તો મ્હારો વિચાર એક વીમા કમ્પની ઊભી કરવાનો છે. એને માટે થોડીઘણી તૈયારી પણ થઇ ગઇ છે. અને એક સ્વદેશી બેન્ક ( bank ) કહાડવાને માટે ત્રણ ચાર મોટા આસામીને એકઠા કરવાની તજવીજમાં છું. આ બંને થઇ શકતાં, મિલો વીમા કંપની અને બેન્ક મળીને એવું જૂથ થશે, કે ગમે તેવા મોટા આસામીની એકલવાઇ શાખ કરતાં તેનામાં વધારે ટકાઉપણું હશે. ઇત્યાદિ.

બીજું, એમણે જે ત્રણ મિલ હાથ કરી તે દરેકનું તંત્ર પોતાના એક છોકરા ઉપર રાખ્યું, એ ખરું. પરન્તુ પોતાના છોકરાંના કે સમ્બન્ધીઓના લાભ માટે જ એઓ મથતા હતા, એ ખયાલ વાસ્તવિક નથી. સગા–સમ્બન્ધી નહીં એવા પણ કાબેલ વિશ્વાસુ માણસ એમણે પસંદ કરી રાખેલા હતા, અને આ વીમા કમ્પની અને બેન્ક સ્થાપી શકત તો તેમાં એ પસંદ કરેલા માણસોના હાથમાં તંત્ર સોંપવાને પોતે તૈયાર જ હતા. બીજી યોજનાઓ પણ એમના મગજમાં આવ્યા કરતી, પણ આ પ્રથમ યોજનાઓ સિદ્ધ થતાં તેમાંથી કુદરતી રીતે જ બીજી યોજનાઓનાં દ્વાર આપોઆપ ઊઘડશે એવી એમને ખાનરી હોવાથી સબૂરી રાખતા હતા. ‘ સ્વદેશી ’ની જાગૃતિ ચાલી રહી છે અને વેગે વધતી જાય છે તેટલામાં મ્હારી જે કંઇ આવડત છે, જે કંઇ શાખ છે, જે કંઇ આગેવાની છે, જે કંઇ

ચારિત્ર–સાધના છે, તે તમામ દેશના આર્થિક ઉદયને માટે સમર્પું, એ જ એમના બનનો સ્થાયી પ્રેરકહેતુ હતો. પોતાને લાભ, છોકરાંને લાભ, પોતાનાંને લાભ, એ સર્વ–ભાગીદારોને લાભની માફક–એમના મનથી માત્ર આનુષંગિક, ન્યાય્ય, અને અનિવાર્ય ફલ હતાં. એ અંગત ફલોની લાલસા, કે મિલો પડી ભાંગતાં સાથે જ તે દટાઇ ગયાં તેનો ઉદ્વેગ, એમનાં આચરણોના પ્રધાન હેતુ તરીકે ગણાય જ નહીં. પોતે કુવે પડવા ગયા હતા તે કઇ ઊર્મિના પ્રેરેલા–"અરરર ! હું ભીખારી થઇ ગયો !"–એ ઊર્મિના ? આ વિશે બે મત સમ્ભવતા જ નથી. અંબાલાલભાઇની આર્થિક પ્રવૃત્તિઓ–સામાન્ય શેઠીઆઓની જેમ–પ્રધાનપણે આપમતલબી હતી, સ્થૂલ દ્રવ્યલોભ સત્તાલોભ કે મોટાઇ લોભની પ્રવૃત્તિઓ હતી, એ માની શકાય એવું જ નથી. પછી ક્ષુદ્ર માણસ ગમે તેવી મહત્તામાં પણ ક્ષુદ્રતા જ જોઇ શકે, એ તેની નિસર્ગસિદ્ધ કૃપણતા સામે દલીલ કરવી ફોકટ છે.

અર્થશાસ્ત્રનું જ્ઞાન લોકોમાં પ્રસરે અને આર્થિક વિષયોના સમ્બન્ધમાં લોકમત કેળવાતો આવે, એ માટે અંબાલાલભાઇ બહુ ઉત્સુક હતા. પોતાને એવું કામ કરવાને માટે ફુરસદ ન્હોતી રહેતી તેનો એમને અસન્તોષ થતો, અને ગુજરાતમાં એ કાર્ય કોઇ જ કરતું ન હતું, તે એમના મનથી ગંભીર ઊણપ હતી. ઈ. સ. ૧૯૦૯માં પરિષદ્–વ્યાખ્યાનમાળાની યોજના થતાં

મેં એઓને અર્થશાસ્ત્રના વિષયો ઉપર સરલ વ્યાખ્યાનો આપવા વિનંતિ કરી હતી. ત્યારે એઓ કહે, તું જ શામાટે નથી માથે લેતો? હું તે વખતે રાજકુમાર કૉલેજમાં હતો. એ સંસ્થામાં અમ શિક્ષકોનો ફરજિયાત કાલક્રમ (ટાઇમ ટેબલ) કેવા પ્રકારનો હતો, તે મેં એમને જણાવ્યું અને કહ્યું: ફુરસદ નામે કોઇક સુંદર ચીજ દુનિયામાં છે એ અમે જાણિયે છિયે ખરા, પણ અમારે તો એ સ્વર્ગીય ચીજોના જેવી અલભ્ય છે. સારા શેઠના ગુલામોને કે સારા રાજાના ઘોડાઓને કે કેળવાયલા ગૃહસંસારમાં ગૃહિણીઓને પણ અમારા કરતાં વધારે ફુરસદ હોય છે. પોતે કહે, આપણા દેશમાં આવું આવું સ્થલે સ્થલે છે. જ્યાં શક્તિ છે ત્યાં વૃત્તિ નહીં; જ્યાં શક્તિવૃત્તિ બંને હોય ત્યાં બીજી અનુકૂલતા નહીં. દાખલા તરીકે અમદાવાદ જેવા મોટા શહેરમાં પણ એકે સારું પુસ્તકાલય નથી; વગેરે. પોતાની ટૂંકી ફુરસદ છતાં અર્થશાસ્ત્ર ઉપર એકબે વખત એમણે નિયમિત વર્ગો ચલાવ્યા હતા. અને 'જર્મનીના અર્થોદય' જેવા વિષય ઉપર તત્કાલ બની આવ્યું તેવું ટિપ્પણ તૈયાર કર્યું હતું, તે આ એમની અર્થશાસ્ત્રના વિષયો ઉપર સંગીન જ્ઞાન અને પૂરતી માહિતી ફેલાવવાની કર્તવ્યબુદ્ધિનું પરિણામ હતું.*

---

*પૂર્વાવસ્થામાં મિલના અર્થશાસ્ત્રનો સાર એમણે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને લખી આપેલો હતો. ગુજરાતીમાં અર્થશાસ્ત્ર ઉપર પ્રથમ પ્હેલું પુસ્તક ઘણું કરીને આ.

## ૯ : રાજકીય પ્રકરણ.

રાજકીય વિષયો ઉપરના અંબાલાલભાઇના વિચારોમાં ચાર સિદ્ધાન્તો મુખ્ય હતા. પ્હેલો:–સ્વતંત્રતા. પણ આ મહાવિચારનો હિતકર વ્યવહારશોધક ઉન્નતિસાધક આવિર્ભાવ નૈતિક જ હોઇ શકે, એનો આત્મા શુદ્ધ કર્ત્તવ્યનિષ્ઠ આત્મમન્થનમાંથી ઉદ્‌ભવતું ચારિત્રઘટન છે, એ પ્રતીતિ એમના રોમે રોમમાં હતી.* વિશુદ્ધ નીતિની સર્વવ્યાપકતાનો

---

* રા. રા. રામનારાયણ વિશ્વનાથ પાઠક જેવા ગાંધીભક્ત અંબાલાલને ગાંધીજીના પુરોગામી ગણે છે, તે આ મૌલિક અંશમાં તો વાસ્તવિક જ છે; પણ અં૦ સામાજિક વિષયોમાં ધર્મવિમુખ સુધારકોના પ્રતિનિધિ હતા, વ્યવહારનું માછલું હતા, વિદ્યા અને શાસ્ત્રીયતાના બંદા હતા, તનદુરસ્તી આદિ બાબોમાં પ્રયોગખોર હતા જ નહીં, રાજકીય વિષયોમાં અંગ્રેજપૂજક ઝમાનાના પ્રતિનિધિ હતા. વ્યુત્ક્રાન્તિ (revolution રેવોલ્યૂશન) પોષે એવા તમામ વિચાર આચાર સામે સામે મોંએ લડે જ એવા હતા, મોહનભાઇની વિનમ્રતા કે બન્ધુપ્રીતિ સમજી પણ ન શકે એવા એ હતા,-વગેરે અંશોમાં ગાંધીજી પ્હેલાના ઝમાનામાં ગાંધીજી સાથે સૌથી ઓછો મેળ એવા અગ્રણી અં૦ જણાય છે...ભરૂચમાં એક જાહેર પ્રસંગે મોહનભાઇને મેં ભવભૂતિનો તે અમર શ્લોક-दृष्टिणीस्तृकृत०-લાગુ પાડ્યો હતો, છેલ્લા પાયામાં दर्प શબ્દને ઠેકાણે शान्त ગોઠવીનેઃ वीरो रसः किमयमेत्युतशान्त एव;–એવું વર્ણન નીચમાં નીચ ભાટાઇ પણ અંબાલાલને લાગુ પાડી શકે નહીં. ઉલટપક્ષે, મોહનભાઇ જેવો પુરાગંડુ પુરાભક્ત અંબાલાલનો ઈતિહાસપ્રેમી ઝમાનામાં કોઇક જ.

એમના જેવો સાક્ષાત્કાર મહાદેવ ગોવિન્દ રાનડેમાં પણ મેં જોયો નથી. આ વિશે એક પ્રસંગે વાત નીકળતાં અંબાલાલભાઇ કહે, રાનડે પણ આખરે એક દક્ષિણી છે. એ પ્રજા કાર્યસિદ્ધિને માટે, સામા પક્ષને દબાવવા સારુ, વચલી નડતર દૂર કરવાની ખાતર, એક વાર તો ગમે તે કરી નાખે. પણ પછી વળી એમને આ પ્રમાણે મત બાંધવામાં રાનડેને અન્યાય તો નથી થતો એવી શંકા પેડી. મ્હારો રાનડે સાથેનો પરિચય કયા સમયનો, કેટલો, અને કેવી જાતનો હતો તે જાણી લીધું, અને છેવટે બોલ્યા–' મ્હને રાનડેનો જાત-અનુભવ એથી પણ ઓછો છે, અને ત્હમને કે મ્હને રાનડે વિશે આવી બાબતો ઉપર મત બાંધવા જેટલો અધિકાર જ નથી.'

મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડના અનેક શુભ લક્ષણોના અંબાલાલભાઇ પ્રસંગોપાત્ત ઉમંગથી વખાણ કરનાર હતા. પણ દેશી રાજ્ય એટલે એકહથ્થુ રાજ્યસત્તા ( despotic personal rule ડેસ્પોટિક પર્સનલ રૂલ ), અને કોઇ રાજા પંડે પ્રજાહિત માટે ગમે તેટલો લાગણીવાળો, કાબેલ, સદાચરણી, ઉદ્યોગી, અને દેખતો હોય, તોપણ રાજાનું રાજ્ય તે આખરે રાજાનું રાજ્ય* ( Personal

* ખુલ્લી હવાના શાન્ત સ્થલમાં વારંવાર જઇને હવાફેર કરવાથી તનદુરસ્તી જળવાય છે, તાજગી આવે છે, અને આયુષ્ય વધે છે, એમ એમને ખાતરી હોવાથી એમણે નવસારી પાસે

Government is after all personal government ), નિષ્પક્ષપાત કાયદાના રાજ્ય ( impartial reign of law ) ની શીળી છાયા અને સ્વતંત્રતા અને કુદરતી આપસુધારણાની તાકત ( natural power of selfimprovement ) એમાં ન જ હોય. એ એમનો પરિપક્વ મત દેશી રાજાઓ અને દેશી રાજ્યોના વહીવટનો એમનો અનુભવ જેમ જેમ વધતો ગયો તેમતેમ દૃઢતર જ થતો ગયો. કોઇ પણ રાજ્યબંધારણની ખાસિયતો રાજકીય ક્ષેત્રમાં જ પૂરાઇ રહેતી નથી. પ્રજાજીવનના થરે થરમાં તે અમૃત કે વિષની માફક વ્યાપી જાય છે, એ સત્યના પોતે

---

દરિયા કાંઠે દાંડી ગામમાં એક મકાન બાંધ્યું હતું અને ત્યાં દર વર્ષે બેચાર વખત જતા. પાસે શ્રીમંત ગાયકવાડ સરકારનો એક બંગલો પણ ગાયકવાડી હદમાં હતો, અને ત્યાં મહારાજા સાહેબ પણ કોઇ કોઇ વાર જતા. એક વાર એમ બન્યું કે બંને એક જ વખતે ત્યાં આરામએસ માટે જઇ ચડ્યા. બંનેને સાંઝે ફરવાની ટેવ, એટલે દરિયાકાંઠે રેતીના પટમાં સાથે જ ફરવાનો પ્રસંગ રોજ આવવા લાગ્યો. તેમાં વાતમાં ને વાતમાં શ્રીમંતે પોતાના ટીખળી સ્વભાવ મુજબ એક વાર સવાલ કર્યો:-"અં-, આ આપણી હદ પૂરી થઇ, આ બ્રિટિશ હદ આવી. તહમે તો તહમારો બંગલો આપણી હદ છોડીને બ્રિટિશ હદમાં બાંધ્યો છે; એનું શું કારણ ?" સત્યવક્તા અંબાલાલ હાજરજવાબી પણ હતા. એમણે તુરત જવાબ વાળ્યો:-" આ આપની હદ: આ બ્રિટિશ હદ: એ જ કારણ."

અસંખ્ય દૃષ્ટાન્તો જોતા અને કોઇવાર ટકોરથી તો કોઇ વાર તપી જઇને બતાવતા. પોતે કહેતા, જ્યાં આપખુદી રાજા, ત્યાં બીજા બધા ખુશામદખોર ગુલામ, એ તો જાણે સૌ જુવે છે. પણ જ્યાં રાજા આપખુદી ત્યાં દિવાન, ન્યાયાધીશ, અને અમલદાર માત્ર આપખુદી, અરે એટલું જ શાને, ત્યાં કુટુમ્બે કુટુમ્બે વડીલ માણસ હોય તે પણ જાણે પોતે શ્રીમંત ગાયકવાડ ના હોય એટલો આપખુદી.

મહાદેવ ગોવિન્દ રાનડે વડોદરાના દિવાન થવાની વાત ચાલતી હતી ત્યારે અંબાલાલભાઇએ બધી વિગત વિશ્વસનીય સ્થલેથી મેળવવા કોશિશ કરી હતી, અને જ્યારે એમના જાણવામાં આવ્યું કે રાનડે જે શરતો માગે છે તે સ્વીકારવામાં આવે, તો કેટલાંક અગત્યનાં ખાતાંમાં આપખુદી દોરનો અન્ત જ આવે, ત્યારે એમને અપૂર્વ આનન્દ થયો હતો. આ આનન્દ બે પ્રકારનો હતો. એક તો રાનડે માત્ર પદવીથી લોભાયા નહીં, અને પ્રજામાં એમના ઉમદા ગુણોને માટે જે પ્રતિષ્ઠા હતી તે એમણે પોતાના ટેકથી ખરી પાડી, એ પ્રકારનો. બીજો એ રૂપનો પણ ખરો કે તે સંજોગોમાં રાનડેને જ દિવાન થવાનો સમ્ભવ જણાતો હતો, એટલે આપખુદી અમલ એ નિમિત્તે કેટલીક બાબતમાં અંકુશમાં આવે, અને એ પ્રમાણે કાયદાનો અમલ અને પ્રજામતનું નિયમિત અનુસરણ રાજ્યનાં અગત્યનાં ખાતાંઓમાં લાયક અમલદારોની બાંહ્યધરીથી એક વાર પણ દાખલ થવા પામે,

અને પૂરતા વખત સુધી ચાલે, તો એમની ખાતરી જે આપખુદી અમલ એ ખાતાંઓમાં તો પાછો દાખ જ થઇ શકે, બલ્કે ધીરેધીરે પ્રજામતના દબાણનો ધકો તે બીજાં ખાતાંઓમાંથી પણ હટવા માંડે. પછી આ એ દૂરારોહી આશાઓ જ્યારે સંધ્યાના રંગો પ્રમાણે જો તામાં ઊડી ગઇ, ત્યારે એમને ખેદ પણ થયો હતો.

પોતે ગાયકવાડીમાં નોકર હતા, અને ગાયકવા દોષ શ્રીમંત આગળ પણ નિવેદન કરવાનું પ્રાપ્ત થતું, એ દોષ અમુક વ્યક્તિના છે કે અમુક હુકમ કે વહી પરિણામ છે એમ કહેવાની સાથે, અગર તો કેટલીક બીજુ કશું યે કહેવાને બદલે, આપખુદી તંત્ર પ્રવર્તે સુધી એવુંએવું ઘણું યે કુદરતી છે, એક અગર રૂપમાં લગભગ અનિવાર્ય છે, એ પ્રકારે જ એવી બાબતોનું કથન કરવું એમને પ્રિય હતું. મતલબ કે ખુદી નમાલાં અને જુલ્મી તો યે **આપણાં** ને, એ રાજ્યો તરફ હશે–દૃષ્ટિનું વલણ, જે એમની ઉત્તરાવર અંગ્રેજો સામે લોકોના વધતા જતા અભાવમાંથી જ તે, એમની વિચારમાલામાં ઉપલકિયું આતિથ્ય પણ શકતું નહીં.

આપણા વર્તમાનપત્રોના દોષો વિશે કોઇ એ આગળ ચર્ચા કરતું, તો પોતે એમ જ કહેતા, જે એવાં ય દેશી રાજ્યની હદમાં ચલાવી તો જુવો, અને

જે ટીકા કરવી હોય તે ભલે કરજો. ખરેખરાં સ્વતંત્ર લાયક અને પ્રતિષ્ઠિત વર્તમાનપત્રો દેશમાં વધે અને જામે, એ એમની અન્તરની વાસના હતી. સ્વતંત્ર પ્રજાના પ્રજામતની સત્તા જામે તેને માટે આવાં વર્તમાનપત્રોની સંસ્થાને એઓ આવશ્યક ગણતા, અને પોતાની આ પ્રતીતિને આચારમાં મુકવાને તેઓ, એમના સંજોગો અને એમના ઝમાનાના પ્રમાણમાં પૂરતા આગ્રહથી મથ્યા પણ હતા.+

---

+ પૂર્વાવસ્થામાં અંબાલાલભાઇ 'હિતેચ્છુ' વર્તમાનપત્રમાં નિયમિત રીતે અને નીડરતાથી લખતા, પણ આને લગતી વિગતો મળી શકી નથી. ઉત્તરાવસ્થામાં 'પ્રજાબંધુ' સાતવારિયાને એમણે કેટલો તો ટેકો આપેલો, એ પત્રની પ્રતિષ્ઠા બંધાવામાં અંબા-લાલભાઇનાં નિયમિત લખાણો કેટલે સુધી કારણભૂત, તે એ પત્રના રૌપ્યમહોત્સવ નિમિત્તે પ્રકટ કરેલા વિશેષ અંકમાં, એના તંત્રી રા. રા. ઠાકોરલાલ પ્રમોદરાય ઠાકોરે નોંધેલી વિગતો ઉપરથી સાબીત થાય છે. રા. રા. ઠાકોરલાલ ( મોડા મોડા પણ ) સ્પષ્ટ સ્વીકારે છે કે ઈ. સ. ૧૮૯૯થી લગભગ દશ વર્ષ સુધી અંબા-લાલભાઇ " દર અઠવાડિયે નિયમિત રીતે ઇંગ્રેજી લેખો લખી મોકલતા," અને એ લેખોમાંની જાહેર પ્રશ્નોની ચર્ચાથી પત્રની " જાહેર હિંમત આખા ગુજરાતમાં જાણીતી થઇ." એ જ વિશેષ અંકમાં એમના ભાઇ રા. રા. બલવંતરાય પ્રમોદરાય " દિ. બ. અંબાલાલભાઇ અને 'પ્રજાબંધુ:' કેટલાંક સંસ્મરણો," એ વિષયમાં અંબાલાલભાઇએ પ્રજાબંધુમાં લખેલા અગ્રલેખોના મુખ્ય વિષયોની વર્ગવાર યાદી આપે છે અને અંબાલાલભાઇની નિયમિતતા કેવી નમૂનેદાર તેની સાબીતીમાં જણાવે છે: અગ્રલેખ " ગુરુવારે

અંબાલાલભાઇનો બીજો મુખ્ય સિદ્ધાન્ત એ હતો કે ખરી પ્રગતિ વ્યક્તિઓ અને સંસ્થાઓના આગ્રહી નિખાલસ અને બુદ્ધિપૂર્વક મથનથી કુદરતી રીતે અને યોગ્ય સમયે પાકતી સમુત્ક્રાન્તિ ( evolution ઇવોલ્યૂશન )ના રૂપની જ હોઇ શકે. આપખૂદી સત્તાની આટઆટલી સૂગ હતી, તથાપિ લોર્ડ ડેલ્હાઉસીએ ઉપરાઉપર અનેક દેશી રાજ્યોને ખાલસા કર્યા, એને તેઓ સુલતાની વ્યુત્ક્રાન્તિ ( revolution રેવોલ્યૂશન )ના દાખલા તરીકે ગણાવતા.

---

સાંઝ ચાર વાગે અમુક જગાએ તૈયાર મુકેલો હોય, તે લઇ આવવાની જ વાર;" જાતે અમદાવાદમાં ન હોય ત્યારે પણ "શુક્રવારે સ્હવારની ટપાલમાં" એમનો લેખ આવતો જ. એમની ગુણજ્ઞતા આ વિષયમાંના એક ન્હાના વાક્યથી બહુ સારી જણાઇ રહે છે : "અંબાલાલ 'પ્રજાબંધુ'ના જાણે આગલા ભવના ખરેખરા ઋણી હતા." આ અંકના અંગ્રેજી અગ્રલેખમાં પણ આને મળતાં વચનો છે : અંબાલાલભાઇના નિયમિત ઇંગ્રેજી અગ્રલેખોને લીધે 'પ્રજાબંધુ' "Came to be regarded as a poworful exponent of the public opinion of Gujrat. (The articles Ambalalbhai contributed were ) on all important questions, political, economic, as well as social. He regarded it a sacred duty, ( and his contributions continued regularly ) for more than a decade."

રાજકીય મામલા એવા હોય છે, કે હિતાવહ ફેરફારો પણ સમય વર્તીને ધીમેધીમે લોકમત પાકતો આવે તેમતેમ દાખલ કરવામાં જ સલામતી છે. આ સત્ય સામાન્ય માણસોના મગજમાં પણ ઊતારવાને માટે પોતે રોગીનો દાખલો આપતા: શક્તિની દવા તાવ ઊતરી ગયા પછી જ અપાય, તાવ હોય ત્યાંલગી તાવની દવા જ આપવી પડે, અને પછી શક્તિનો ખોરાક અને દવા આપવાનો વખત આવે, ત્યારે પણ તે એકદમ કે વધુ પ્રમાણમાં ના અપાય. યુનાઇટેડ સ્ટેટસમાં આન્તર વિગ્રહ ( civil war સિવિલ વૉર ) ચાલ્યો, તે દરમિયાન ત્યાંનું રૂ લૅન્કેશાયરને ન મળી શકવાથી અહીંનું રૂ વિલાયત એકદમ તણાયું, આપણાં નદીનાળામાં રેલનાં પાણી જોતજોતામાં ધોધકારાબંધ વ્હડી જાય છે, તેમ અહીં રૂના ભાવ ઊછળ્યા, અને તેના પરિણામમાં અનેકાનેક અણધારી ઊથલપાથલો થઇ ગઇ, તથા કેટલાંક તો લાંબા કાળ સુધી સારાંમાઠાં ફળ આપ્યા કરે એવાં બીજ આપણી ધરતીમાં ઓવાયાં,–એ એમનો આસમાની આર્થિક વ્યુત્ક્રાન્તિનો માનીતો દાખલો હતો. આસમાનીસુલતાની વ્યુત્ક્રાન્તિઓ કે વ્યુત્ક્રાન્તિકારણો બન્યા કરે તેને તુરતાતુરત પારખી લઇને પ્રજા અને રાજ્યના વર્તનમાં એવા બુદ્ધિપૂર્વક ફેરફાર કરી શકે કે તેથી અહિત થતું અટકે અને હિત જ વધતું જાય, એવી વૃત્તિ અને એવા પ્રયાસને જ તેઓ ખરી રાજ્યનીતિ ગણતા. સમુત્ક્રાન્તિના

ઉપાયો અઘટિત ઉતાવળથી યોજવામાં આવતાં વ્યુત્ક્રાન્તિ થવાનો ભય જોતા, તેટલોજ એવા ઉપાયો ઘટતી ઉતાવળ અને ઉદારતાથી ન યોજાય તોપણ વ્યુત્ક્રાન્તિ થવાનો ભય તેઓ જોતા. જાપાનની ત્વરિત પ્રગતિ ઉપર રશિયા સામેના વિગ્રહમાં એણે મેળવેલા સંપૂર્ણ વિજયથી કીર્તિનો કળશ ચ્હડચો, એ જગજાહેર બનાવથી એશિયા ખંડની તમામ પ્રજાઓનાં મન એવાં ઉત્તેજિત થયેલાં કલ્પતા, કે જેજે દેશમાં સમુત્ક્રાન્તિના યોગ્ય ઉપાયો પૂરતી ઝડપથી નહીં લેવાય તેતે ઠેકાણે વ્યુત્ક્રાન્તિ થવાની જ, એમ તેઓ ચોકસ માનતા. મોર્લી ( Lord Morley ) એ હિન્દને આપેલા હક્કોનું મૂલ્ય એમની આશાવાદી પ્રકૃતિ પ્રમાણે એઓ આંકતાં, અને એ વિશે કહેતા, કહ્યા જ કરતા, ગાડાં તો ધરડા જ વાળે: આપણો દેશ વ્યુત્ક્રાન્તિની ધાર લગોલગ આવવાની તૈયારીમાં હતો, તેમાંથી એણે ઊગારી લીધો. મોર્લીની આખી યોજનામાં બંધારણી ફેરફાર અને હિન્દીઓને ઉચ્ચતર ઓદ્ધા વત્તા પ્રમાણમાં આપવાના નિશ્ચય ઉપરાંત સ્થાનિક બાબતોમાં પ્રજાને અને પ્રાન્તિક સરકારોને વધારે છૂટ આપવાના અને સિવિલિયનો આદિએ પોતાનો મનોરાગ–પોતાના હૃદયકોણ અને દૃષ્ટિકોણ–ફેરવી નાખીને સહાનુભૂતિ અને નિખાલસ સહકારની આદત કેળવવાના નીતિપ્રધાન અંશો પણ આવશ્યક હતા, જે ઉપર મોર્લીએ પોતે તો બન્યો તેટલો

સાર મુકેલો હતો, એ જોઇને અંબાલાલભાઇ અતિ પ્રસન્ન થયા હતા. વ્યક્તિનીતિ, કુટુમ્બનીતિ, સંસારનીતિ, વ્યાપાર–ઉદ્યોગ–નીતિ, કેળવણી, આર્થિક પ્રગતિ, સુધરતું અને ઉદાર તથા સમભાવી થતું આવતું રાજ્યબન્ધારણ, અને ખીલતાં આવતાં સ્વતંત્રતા અને પુરુષાતન અને સંયમ અને સાહસ અને સંઘશક્તિ, એ સર્વનો અન્યોન્યાશ્રય એમનું પ્રિય મનનસ્થાન હતું. એમની ઇષ્ટદેવી કે આરાધ્ય શક્તિ સમુત્ક્રાન્તિ તે આ જ.

અંબાલાલભાઇનો ત્રીજો મોટો સિદ્ધાંત ઇંગ્લાન્દ ઇંગ્લિશ પ્રજા અને ઇંગ્લિશ રાજ્યનીતિમાં અવિચલ બેહદ શ્રદ્ધાનો હતો. અંગ્રેજ એટલે ન્યાય નેકી અને ધોરણસર અપક્ષતા ( fair play ફેયરપ્લે )ની મૂર્તિ; અંગ્રેજી રાજ્યબન્ધારણ એટલે સ્વતંત્ર સ્વાયત્ત વિકાસ માટેની ખુલ્લી પ્રોત્સાહક હવા; અંગ્રેજ પ્રજા એટલે આપણી ચિકિત્સા કરી આપણા રોગો અને આપણી નિર્બલતાઓનું નિવારણ કરનાર ધન્વંતરી, આપણને પાળીપોષી–કેળવીને વર્તમાન સંસ્કૃતિની નવી ધરતી ઉપર ચ્હડાવવાને માટે ઈશ્વરની અકળ લીલાએ પસંદ કરી નીમી આપેલો વડીલ ટ્રસ્ટી ( trustee ). આ પ્રકારની શ્રદ્ધા એમના ઝમાનાના આગેવાનોમાં એક સરખી પ્રસરેલી હતી. સોળમા સૈકાના ઉત્તરાર્ધમાં ઉત્તર હિન્દના મુત્સદીઓ–એક રાણા પ્રતાપના ન્હાના અને ધીમેધીમે લગભગ અસ્ત થઇ ગયેલા ટોળા શિવાય–જેમ અકબર ઉપર ફિદા ફિદા

હતા, તેમ ઓગણીશમા સૈકામાં રાજા રામ મોહન રાયથી માંડીને આપણા લગભગ બધા જ રાષ્ટ્રચિન્તકો× ઇંગ્લાન્દની સંસ્કૃતિ ઇંગ્લાન્દના રાજ્યબન્ધારણ ઇંગ્લાન્દના ઇતિહાસ અને ઇંગ્લાન્દના સ્વતંત્ર ઉદાર માનવોન્નતિસાધક રાજપુરુષો અને વક્તાઓ કવિઓ અને ફિલસૂફો સૂબાઓ અને લેખકોથી મંત્રમુગ્ધ હતા. ક્રિસ્ટો (કૃષ્ણ) દાસ પોલ, સર ટી. માધવરાવ, વિશ્વનાથ મંડળિક, અને દાદાભાઇ નવરોજજી, ફિરોઝશાહ મ્હેતા, મહાદેવ ગોવિન્દ રાનડે, સૈયદ અહમદ, અને ઝવેરીલાલ ઉમિયાશંકર, મલબારી, તેલંગ, દત્ત, બદ્રુદીન તૈયબજી, શંકર નાયર, અને ગોખલે સર્વનાં ભાષણો અને લખાણો કાગળો અને આચરણો, આ પ્રકારના મનોગ્રહથી છલાછલ ભરેલાં છે. સર્વમાં અમુક સૂબા કે અમુક નીતિ કે અમુક કાયદા કે અમુક કૃત્ય સામે ટીકાઓ પણ સ્પષ્ટ મુદ્દાસર તીખી અને મર્મવેધક જોઇએ એટલી છે. પરન્તુ તે મિત્ર કે પ્રેમી કે શિષ્ય જેમ ગુરુ કે પ્રેમી કે મિત્રને તેના જ ઉચ્ચતર માનસ પ્રમાણે વર્તવાને ઉદબોધતો હોય તેવા વફાદાર શ્રદ્ધાળુ સ્નેહી ભાવથી જ કરેલી છે.

---

× Statesman, politician માટે આપણામાં શબ્દ જ નથી. દેશહિતચિંતક રાષ્ટ્રહિતચિંતક અને ટૂંકામાં દેશચિંતક કે રાષ્ટ્રચિંતક શબ્દ આ અર્થમાં રૂઢ થઇ શકે એવો બહુ સંભવ તો નથી, પણ થઇ શકે તો સારું.

માણસનું શરીર જેમ ડગલે ડગલે એક બાજુના બિન્દુ ઉપર એક પગ મુકી સામી બાજુએ બીજા બિન્દુ ઉપર બીજો પગ મુકે છે, અને આ પ્રમાણે બે સામસામા બિન્દુઓની હાર વચ્ચે ડોલતું ડોલાં ખાતું ગતિ કરે છે, તેમ માનવવિચાર એક ઝમાનામાં એક છેડે તો પછીના જ ઝમાનામાં સામે છેડે સ્થિર થતો થતો આગળ વધે છે. આપણા ઝમાનામાં ક્રિસ્ટોદાસ પોલ દાદાભાઇ કે રાનડે જેવાની શ્રદ્ધાથી અત્યન્ત વિસ્મય પામે અને એને સમઝી જ ન શકે એવા માણસો ઘણા છે અને વધતા જાય છે. આત્યન્તિક માનશ્રદ્ધા અને આત્યન્તિક દ્વેષ કે અવિશ્વાસના સામસામા બિન્દુઓ વચ્ચે થઇને ગતિ કરતો કરતો હિન્દ ઇંગ્લાન્દના ગુણદોષ અને ઇંગ્લાન્દથી પોતાને થયેલા લાભાલાભનું અનુર્મિલ ઐતિહાસિક વાસ્તવિક સરવૈયું તારવવાની શક્તિ મેળવે, એ સમય હજી ઘણો દૂર છે. તથાપિ આપણા પિતાઓની આવી શ્રદ્ધા અને આવી દૃષ્ટિને આપણામાંથી જેટલા માણસ પોતાની સન્મુખ પ્રયત્ને પણ રાખી શકે છે, તેઓ જ એ વડીલ ઝમાનાનાં મથનો અને પદ્ધતિઓની, એમની કાર્યસિદ્ધિઓ અને સલાહોની, તેઓ જ આપણને એ વડીલોથી મળેલા વારસાની ખરી કદર કરી શકે છે. ડાબા જમણી પગ એકબીજાને ભાંડ્યા કરિયે, એમાં કશો યે સાર નથી.

એ ઝમાનો આપણી પ્રજાના કુસંપ, ઇર્ષ્યા, આન્તર દ્વેષ, હીનચારિત્ર, કમસમઝ, સ્વાર્થાન્ધતા, અજ્ઞાન આદિ

દોષને આપણા કરતાં ઘણા મોટા રૂપમાં જોતો એ પણ નક્કી. અંગ્રેજ તો આપણી યોગ્યતા થાય તેની જ રાહ જુવે છે પણ આપણે જ–"બાર પૂરબિયે તેર ચોકા"વાળા છિયે. આપણા દુરાચાર અને ખોટા ગ્રહ અને અશક્તિઓ અગણિત છે, તે બહુ ધીમેધીમે જ ઘટશે. એકમતનું વર્તુલ વધારતા જઇયે, રાજ્યદ્વારી વિષયોમાં બુદ્ધિપૂર્વક રસ લેતા અને કર્તવ્યતા સ્વીકારતા માણસોની સંખ્યા વધારતા જઇયે, ભેગા મળી કાયદેસર ( constitutional કોન્સ્ટિટ્યૂશનલ ) સુધરેલી જાહેર ચર્ચાની પાર્લમેન્ટરી (parliamentary) પદ્ધતિએ આપણાં રાજકીય દુ:ખો ( grievances ગ્રીવન્સીસ ) વિશે પૂરી વાકેફગારી ડાહપણ અને વ્યવહારુ રાષ્ટ્રચિંતનાથી+એક અવાજે બોલતા થઇયે, તેમ તેમ આપણી અયોગ્યતા ઘટતી આવે, એવી એ ઝમાનાની દૃઢ પ્રતીતિ હતી. કાયદેસર પાર્લમેન્ટરી પદ્ધતિ માટેનાં જ્ઞાન સહકાર અને સંયમ એ ઝમાનાના રાજકીયધર્મ ( political creed પોલિટિકલ ક્રીડ ) જેવાં હતાં. આ જ અંબાલાલભાઇનો ચોથો સિદ્ધાંત.

એ માટે એમની લાગણીઓ કેટલી બધી તીવ્ર હતી તે સૌથી વધારે સ્પષ્ટતાથી સુરતની કાન્ગ્રેસ ત્રુટી તે પ્રસંગે મ્હારા જોવામાં આવ્યું. એ વખતે હું ત્યાં હાજર હતો.

---

+ રાષ્ટ્રચિન્તના-Statesmanship સ્ટેટ્સમેનશિપ. જુવો પાછળ રાષ્ટ્રચિન્તક=સ્ટેટસ્મેન.

ઉદ્દામ પક્ષે કેટલાક દિવસ આગળથી આવી ભાષણો અને મસ્લહતો ચલાવીને સુરતીઓમાં ફાટફૂટ પાડવામાં કેટલીક ફતેહ મેળવી હતી. કૉન્ગ્રેસ પક્ષે ભાષણો અને મસ્લહતો સામે એવી જ પ્રવૃત્તિ ચલાવવી જોઇતી હતી, પણ કોઇએ તે કૈં કર્યું ન હતું. પ્રમુખપદને માટે ડા. રાસ બિહારી ઘોષને પસંદ કરવાની ઔપચારિક ( formal ફૉર્મલ ) દરખાસ્તનાં ભાષણો પૂરાં થતાં તો રા. રા. બાલ ગંગાધર ટિળક વ્યાસપાટ ( dais )× ઉપર ચ્હડયા જ ! એ બોલવા જાય, આમથી આમ ડોલે, ત્યાં સામેની મેદનીમાં જોતજોતામાં હોહા, શોરબકોર, શરમ ! શરમ ! (shame) બેસી જાવ ! ચલાવો ! આદિ પોકાર–અને સીત્કાર–ગાજી રહ્યા. પ્રમુખ સાહેબ ખુરસીથી મેજ ઉપર ઊભા થઇને પોતાનું ભાષણ શરુ કરવા ગયા, હાથ જોડીજોડીને સૌને શાન્ત રહી સાંભળવાને વીનવ્યા, પણ અહીં તો લાકડીઓ ઊગામાય, ખુરસીઓ ફેંકાય, અને એક દક્ષિણી ઉપાનાસ્ત્ર પણ ફિરોજશાહ મ્હેતા અને તેમની જમણી બાજુએ પ્હેલી હારમાં બેઠેલા સુરેન્દ્રનાથ બેનરજીના ગાલ વચ્ચે થઇને પાછળ પડયું. વ્યાસપાટ પલવિપલમાં ખાલી ! ઘોંઘાટ વધી ગયો, દોડાદોડ થઇ રહી, અને ટિળકનો શ્વાસોચ્છ્વાસ માય

---

× સભામંડપમાં એક છેડે રચેલું ઉચ્ચાસન, જેના ઉપર મધ્યમાં પ્રમુખનાં ખુરસીટેબલ.

નહીં.+ દક્ષિણી યુવકો એમની આસપાસ વીંટાઇ ગયા, એમની ઉપર પોતાના હાથ લંબાવી અભેદ્ય છત્ર કરી દીધું, કે લાકડીખુરસી કશું એમને ન વાગે. એ ટોળું મેં થતું જોયું અને હું તેની જોડે તેને પગલેપગલે વ્યાસપાટની પાછળની કનાતમાં થઇને ટિળકના તંબૂ સુધી ગયો. હાંફલાફાંફલા ટિળકને આરામખુરસી ઉપર પડતાં જોયા, એમનો પરસેવો એમની મુદ્રા જોઇ, અને મેં કહ્યું, "મિ. ટિળક, તરસ લાગી હશે, પાણી પીશો કે લેમનેડ ?"* એ કહે, લેમનેડ. રા. રા. માવજી ગોવિન્દજી શેઠ પાછળપાછળ આવી

+ ટિળકને વર્ષોથી શરીરને નબળું પાડી નાખનારો મધુપ્રમેહ (diabetes)નો અસાધ્ય રોગ હતો.

* ટિળક મ્હને ઇ. સ. ૧૮૯૨થી ઓળખે...પૂણામાં કૉન્ગ્રેસ મળેલી ત્યારે હું ડેક્કન કૉલેજમાં ફેલો હતો, ત્યારથી વિશેષ ઓળખે ...ઈ. સ. ૧૮૯૪માં હું અંગ્રેજી સાતવારિયા ઇન્ડિયન સ્પેક્ટેટરમાં સ્વ. બેહરામજી મેરવાનજી મલબારીના ઉપતંત્રી લેખે જોડાયો, તે પ્હેલાં એમણે મ્હને પોતાના અંગ્રેજી સાતવારિયા મરાઠાના ઉપતંત્રી થવા કહ્યું હતું; પણ એમના રાજકીય અને સામાજિક વિચારો અને વલણો સાથે મ્હને મેળ નહીં, "હું તો ગોખલી અને બેઇન, રાનડે અને ભાંડારકરનો ચેલો," એ કારણ જણાવીને મેં ના પાડી દીધી હતી...આ પછી પણ છપ્પનિયામાં અને બીજે કેટલેક પ્રસંગે અમે મળ્યા હતા. ઉપલા વર્ણનમાં ટિળકને મ્હારે હાથે અજાણતાં પણ અન્યાય થયો હોય તો તે વાચકે જાતે સ્વતંત્રપણે જોઇ લેવું, એટલું તેને સ્પષ્ટ જણાવવાને આટલી અંગત હકીકત નોંધવી

ચ્હડેલા,-સાચા રિપોર્ટર ( reporter ) મુખ્ય બનાવના મધ્યબિન્દુથી બહુ આઘે હોય જ નહીં,-તે લેમનેડ આણી આપવા ગયા, અને હું મારે રસ્તે પડ્યો.

આ દિવસોમાં એ આખા પ્રસંગમાં મેં બે જ નર જોયા. એક લાલા લજપતરાય. મા મરી જાય અને પુત્રના ચ્હેરા ઉપર જે ઘનઘોર ગ્રહણ દિવસો લગી એકસરખું જામી રહે,-તેવો એ ભરજુવાન ખગ્રાસગ્રહિત શોકમંડિત ચ્હેરો હજી એવો ને એવો આંખ આગળ તરે છે! બીજા નર અંબાલાલ. સુરતીઓમાં ફાટફુટ પડી હતી. સ્વયંસેવક દળમાં યે ફાટફુટ હતી. છતાં ઉદ્ધતાઇ સરનશીનના શાસનનું અપમાન કે શારીરિક બળના પ્રયોગ લગી વાત વધે તોપણ આપણે કૉન્ગ્રેસપક્ષે એવું અધર્મ્ય વર્તન કરવું જ નથી, "જૈસે કું તૈસા"ના સૂત્રને રાષ્ટ્રનીતિનું નવનીત માનનારા સામે પણ આપણે તેમના જેવા નથી થવું, આપણે પાર્લે-મેન્ટરી અને સંયમી વર્તનની હદમાં જ રહેવું છે, એ નિશ્ચય થયો અને પળાયો. ટિળક બિપિનચંદ્ર પાળ અને અરવિંદ ઘોષના પક્ષને આગળથી ખાતરી પણ આપવામાં આવી હતી કે ત્હમારે બેફિકર રહેવું, મંડપની જવાબદારી અમારે માથે છે, મંડપમાં ત્હમને કોઇ જાતનો ભય નથી. આ નિશ્ચય કરાવવાનો જશ, તે વખતે હાજર હતા તે આગેવાનો-

---

પડે છે...મ્હારા Indian Administration માંની Nationalists, Irreconcilables, Anarchists એ કલમ પણ જોવી.

માંથી ઘણાને એકસરખો ઘટે છે, ત્યારે એ પળાવવાના વધારે અઘરા કાર્યનો જશ તેમાંથી બેત્રણને જ ઘટે છે, અને આમાં અંબાલાલભાઇનો હિસ્સો કોઇના કરતાં ઓછો નથી. વળી, કાર્યક્રમ આરમ્ભાતાં જ્યારે ઉપર વર્ણવેલી હકીકત જ બની, ત્યારે તે સ્થલે તે કાળે એકને બદલે માત્ર ત્રણચાર અંબાલાલ હોત, તો સરનશીનની ખુરસી ખાલી હોત જ નહીં, ઘોંઘાટ વગેરે શરુ થતાં જ દાબી દેવાત, ટિળકને 'બેસી જાઓ!' અગર તો 'બોલો!' એ બેમાંથી એક આજ્ઞા સ્પષ્ટ કરવામાં આવત, અને તે પળાવવામાં આવત, અધવચ લાકડી ખુરસી કે ઉપાનાસ્ત્ર વપરાત જ નહીં અગર તો એવી પ્હેલ કરનાર બેચારને પકડીને તેમની ખબર લેવાત. પરંતુ તે સ્થલે તે કાળે એક જ અંબાલાલ હોવાથી વ્યાસપાટને પલવિપલમાં ખાલી થઇ જવા વારી આવી. કૉન્ગ્રેસ ત્રુટી; ખાસ કરીને સુશિક્ષિતવર્ગને–અંબાલાલભાઇ જે વર્ગને વિશે તેમનામાં ચારિત્રના અમુક અંશો હોવા જ જોઇએ એવા ગ્રહને લીધે તેમને આ નવા ઝમાનાના "કુલીન" કહેતા તે વર્ગને–શરમાઇશરમાઇને ભોંયમાં પેસવું પડે એવી રીતે ત્રુટી. ત્રેંસઠ વર્ષના અંબાલાલભાઇએ પોતાનો ઉગ્ર કોપ અને પોતાની હડહડતી જુગુપ્સા દબાવી તો રાખ્યાં, તથાપિ એમનું જુવાન લોહી તે જ ક્ષણે મગજ ઉપર ચ્હડી ત્યાંથી એમના ડાબા નેત્રના અપાંગમાં ઠર્યું. અને એ ખૂણો પછી પચ્ચાશેક કલાક લગી લાલ જ રહ્યો.

તે દિવસે અને તે પછીને દિવસે મ્હારે એમની સાથે લાંબી વાતચિત થઇ. આટઆટલાં વર્ષો સુધી અનેક મુશ્કેલીઓ વટાવી આટલી મજલે આવ્યા, ત્યાં અપાત્રતાનો આવો ફજેતો; અંગ્રેજોને નીતિમાં કાર્યશક્તિમાં વ્યવહારુ સહકારમાં જ્ઞાન ચારિત્રબલ અને દેશાનુરાગ વડે કાયદેસર પાર્લમેન્ટરી વર્તનની પ્રતિષ્ઠાથી જીતવાના, તેમના ઉત્તમ ઉદારચરિત દૂરદર્શી રાજપુરુષોનાં સિદ્ધાન્તે સ્પષ્ટ પણ વિગતે મોઘમ વચનો ડગલે ડગલે અમલદાર વર્ગ કને વહીવટમાં ઉતરાવીને પળાવવાનાં; એમનામાંના રાજસીતામસી ગુમાની કર્ઝોનિયન ઇમ્પીરિયલિસ્ટ ( Imperialist ) વર્ગને દાબી રાખવામાં એમના ઉત્તમ સાત્ત્વિક રાષ્ટ્રચિન્તકોને આપણે આપણા ચારિત્ર અને વર્તન વડે પૂરતી મદદ દેવાની; ત્યાં આપણી જ આ છોકરવાદી હઠનો ઢંઢેરો ! એક તર્ફ કર્જમાં કરભારમાં બેરોજગારીમાં સારાસાર વિવેકના અભાવમાં અને દુરાચારમાં ડૂબી ગયેલી રાંકડી મૂગી પ્રજાને પેટપૂરતું ખાવાના પણ સાંસા, અને બીજી તર્ફ તેના આગેવાનો તેના ઉત્તમ પુરુષો તેના જ્ઞાન શક્તિ દૈવત કૈવારી જે કહો તે—આ ટિળક ! આ ફિરોજશાહ ! ત્હમે જાણો છો ? રાજકીય હવાઇ સત્ત્વોમાં સમ્ભવાસમ્ભવ તોળી શકો છો ? હું કહું છું કે આ કાળે આ સ્થલે સત્કારમંડલપ્રમુખની ખુરસીમાં કૉન્ગ્રેસની ખુરસીમાં કે મંત્રી તરીકે કૉન્ગ્રેસના ડેયસ ( dais વ્યાસપાટ ) ઉપર ગમે તેવો પણ એક

અંગ્રેજ બચ્ચો હોત–બસ એક જ, હૂં !–તો આ સૌએ દૈયાફૂટ્યા લોક પાંશરાદોર ચાલત ! અંગ્રેજ દોરીસંચો ચલાવે અને આપણને હક્ક મળતા આવે એ તો ન ખમાય, એ કરતાં તો કંઇ ન મળે તે સારું–એવું કઇંક હું બોલ્યો. તુરત કહે, શું બકો છો ! રાજ્યસત્તા કેવી ક્રૂર ઘોર દેવી છે તે યે જાણતા નથી ! જાગતીજ્યોત કાલિકા એ એક જ છે. એનું ખપ્પર ભરો,–બંડ કરો, સેનાઓ ઊભી કરો, લોહીની નદીઓ વહે અને સામી સેનાઓ ધ્રુજી ઊઠે, ત્યારે જ એ કાલિકા ત્હમારા ઉપર પ્રસન્ન થાય અને રાજ્યસત્તાના સિંહાસન ઉપર ત્હમારો અભિષેક કરે. માટે જ કહિયે છિયે આ અંગ્રેજ રાજ્યબન્ધારણ તળે આપણે મુકાયા છિયે એમાં ઇશ્વરનો હાથ છે. એ એક સામ્રાજ્યમાં જ રાજ્યસત્તા મેળવવાનો આથી જૂદો અને અહિંસાનો માર્ગ પડેલો છે, અને તે દેશી વિદેશી સમલોહીના વિષમલોહીના ધર્મભાઇ વિધર્મી સર્વને માટે ખુલ્લો છે. પાર્લમેંટમાં કાયદા કરાવીકરાવીને મેળવવાને માર્ગે આપણે જવાનું છે, અને કહો છો, અંગ્રેજની સહાનુભૂતિ ( sympathy ), અંગ્રેજનો સહકાર (કોઓપરેશન), અંગ્રેજનો સાથ ન ખપે. અંગ્રેજની કેળવણી ન ખપે, અંગ્રેજી ભાષા ન ખપે, એ બુદ્ધિએ ચાલ્યા હોત–મુસ્લિમો એકદોઢ પેઢી લગી ચાલ્યા તેમ,–તો આ કશું યે ઊભું થવા જ ન પામત. અર્ધદગ્ધ જ્ઞાન તે મોંકાણ તે આનું જ નામ. એ મોંકાણે જ આ દશા આણી.

## ૧૦ : ઇતિ

લાગણીઓની આટલી ઉંમરે આવી તીવ્રતા, તેમને વશ રાખવામાં આવી સફલતા, સ્વયંસેવક દળના અને બીજા આટઆટલા જુવાન મનસ્વી માણસોને દાબમાં રાખવાનો આવો વિજય, આ પારદર્શી બુદ્ધિ, આ જ્વલન્ત દેશદાઝ, તેજસ્વી આંખનો આ લાલચોળ ખૂણો : આ પ્હેલાં અને આ પછી અંબાલાલભાઇને હું ઘણી ય વાર મળેલો, પણ એમનું આ દર્શન જ મ્હારા સ્મૃતિપટમાં ઊંડામાં ઊંડી રેખાઓ વડે કોતરાયું છે.

આ જગતમાં છાયા વગરનો પ્રકાશ નથી; ઓર વિનાનો પ્રસવ નથી; ઠળિયા વગરનું ફળ નથી. ઐહિક ગુણની સોડે તેની આસપાસ કે તેનાથી વીંટાયેલો, ગુણની પાટલીએ કે તેની કલગીમાં તેનો સહોદર દોષ હોય છે જ. આ રેખાચિત્રમાં ગુણ અને દોષ બંને જેવા મ્હારા જોવા સમઝવામાં આવ્યા તેવા જણાવ્યા છે. ઉપરાંત સમાપ્તિમાં એક ખુલાસો ઉમેરું છું. માણસ માણસનું વ્યક્તિત્વ એવી વિલક્ષણ વસ્તુ છે કે પરિસ્થિતિ વીતક અને વિચાર ત્રણેના કિરણની માફકસર મેળવણી કરવામાં આવે તો જ તેની કંઇ યે ઝાંખી, વાણીની પીંછી વડે, આલેખી શકાય છે. અને વળી માણસના ઊંડામાં ઊંડા હર્ષશોક ઉપરથી પડદો ખસેડી નાખીને તટસ્થ સામાન્ય નેત્રો આગળ તેમને ખુલ્લા દેખાડવાનું ભાગ્યે જ બની શકે છે. અંબાલાલભાઇનાં લખાણો અને

વચનો કરતાં એમના વિચારો; એમના વિચારોના કરતાં એમનાં આચરણ; અને વળી એમનાં આચરણ કરતાં એમનું ચારિત્રબળ એમનું વ્યક્તિત્વ ઘણુંઘણું મોટાં હતાં. વ્યક્તિત્વ દેહલય સાથે લય પામે છે; વચન આચરણ ચારિત્રબલ અને વિશિષ્ટતાની વાતો વત્તોઓછો વખત ચાલ્યા કરે છે, પણ એ સ્મૃતિઅવશેષો ય આખો ઝમાનો ભૂતકાલમાં ભળે છે તે સાથે દટાઇ જાય છે. એટલે આવા માણસ વિશે તેમના પરિચયમાં આવેલામાંથી કોઇકોઇએ જે કંઇ લખ્યું હોય, તે પછીની પ્રજાને અતિશયોક્તિ ભરેલું લાગવાનો સમ્ભવ છે. માટે ઊમેરવું પડે છે જે ઇતિહાસમાં નોંધાઇ ચિરકાલ ટકે એવા મોટા બનાવ સાથે કર્તા વિરોધી કે આવશ્યક અંગ તરીકે જે કોઇ મહાપુરુષની અમર હારમાં આવે છે, અથવા તો પ્રતિભા ( genius જીનિયસ )ની અમર લીલાના સ્રષ્ટા લેખે જે કોઇ અમર થાય છે, એવા વિરલ પુરુષોને જૂદા રાખિયે, તો બીજી સર્વ ઊંચાઇનીચાઇ કેવલ સાપેક્ષ ( relative રેલેટિવ ) છે. અંબાલાલભાઇ મહાપુરુષ હતા નહીં; અંબાલાલભાઇ પ્રતિભાશાલી હતા નહીં; અંબાલાલભાઇને એમના ઝમાનાની હારમાં, એમના ઝમાનાની દૃષ્ટિએ, અને ખાસ કરીને એમના શીલને માટે, જોવા સમ્ભારવા વખાણવાના છે. આથી ઉચ્ચતર દાવો એમને સારુ કરવામાં આવે, તો એવી વકીલાત એ સત્યનિષ્ઠ અને મહાપુરુષોના સાચા ઉપાસક પોતે જ અયોગ્ય ગણે.

And be the Spartan's epitaph on me—
'Sparta hath many a worthier son than he.'

—Byron.

'સ્પાર્ટાને આનાથી વધુ લાયક પુત્રો ઘણા છે'—એ સ્પાર્ટન સપૂતની કબ્ર ઉપરનો સ્મૃતિલેખ ભલે મ્હારી સમાધિ ઉપર પણ કોતરાય.

—બાઇરન.

# અંબાલાલભાઇ

## પરિશિષ્ટ

( જુવો પૃ. ૭૩. )

અંબાલાલભાઇએ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના હીરકોત્સવ પ્રસંગે પ્રમુખપદેથી વ્યાખ્યાન કર્યું તે પછી તે વર્ષમાં રાજકોટમાં મળવાની સાહિત્યપરિષદ્‌નાં સત્કારમંડલે એમને પરિષદ્‌ના પ્રમુખપદ માટે પસંદ કર્યા, તે સમયે થોડા માણસોએ એમના કરતાં રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવટિયા પ્રમુખપદ માટે વધારે યોગ્ય છે, બલ્કે અંબાલાલ જેવા અ–કવિ એ પદ માટે યોગ્ય જ નથી, એ પ્રકારની કટુ ચર્ચા ઊભી કરેલી; જે રા. નરસિંહરાવ તેવામાં નોકરીસબબે રત્નાગિરિ હતા તેમના જાણવામાં આવતાં જ તેમણે તુરત બન્ધ પાડી દીધી હતી.[૧] આ સંબંધમાં અંબાલાલભાઇએ રા. નરસિંહરાવને કાગળ લખેલો, તે કાગળનાં " ઉદારતા સૌજન્ય અને ન્યાયવૃત્તિ ", અંબાલાલ-ભાઇના અવસાન પછી કેટલેક વર્ષે, એમના ઉપર સ્મરણલેખ લખ્યો ( વસન્ત માસિક, વિ. સ. ૧૯૭૪,

---

૧ એ જ મહાશયોએ સત્કારમંડલના પ્રમુખપદ માટે સાથેસાથે રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિનું નામ આગળ કરેલું, પણ એમની ભાવનગરમાં મળેલી ન્હાની અમથી સભામાં એ પદને માટે વધુ મત સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટને મળ્યા હતા.

ફાગણનો અંક ) તેમાં રા. નરસિંહરાવે વખાણ્યાં. આ ઉપરથી ' સંગ્રહ 'કારે વિનંતિ કરી, અને રા. નરસિંહરાવે એ કાગળની નકલ મોકલી આપી તથા તેનો કોઇ પણ સદુપયોગ કરવાની છૂટ આપી. રા. રા. નરસિંહરાવનો ઉપકાર માનીને અંબાલાલભાઇનો આ મહત્ત્વનો કાગળ અહીં આખો આપવામાં આવે છે. એમાંથી માત્ર એક નામ, હવે આટઆટલે વર્ષે છાપવાની કશી જરૂર ન હોવાથી, છોડી દીધું છે.

Ahmedabad, 2nd August 1909.

My dear Nanubhai,*

I am very much obliged to you for your letter of the 21st July, which I ought to have acknowledged earlier, and the exceedingly friendly and kind sentiments you have expressed in it. I read in the *Gujarati* of Bombay your letter, and must say that it does cradit to your heart and high position. I am now sufficiently old to know that the relation of master and pupil is temporary though a necessary one; but

* નનુભાઇ, નરસિંહરાવનું કુટુંબમાં અને કુટુંબી જેવા સમ્બન્ધીઓમાં ટુંકું નામ.

that the fact of having been a teacher of one does not confer any superiority or privilege of any kind whatever. I for one am always ready to learn from my quandam pupils, among whom I have always thought it was my specially good fortune to have a few like yourself. I never could believe that you would for a moment countenance the silly agitation. No assurance was needed or is needed. Though I have been separated from you by more than a generation, yet having known you so well, as also your parentage, I always thought that you were ignorant of the agitation started by Mr.____, under the auspices, it is suspected, of one or two local men of this place. You are kind enough to speak of the good done to you by me as a teacher. I do not think in your case I have done anything more that what I was bound to do in the case of all. In fact, I was paid for the service.

It is indeed very strange that there

should be party feeling in the realm of literature. As for myself I never cared for the Presidentship; I was not consulted before-hand. When I saw Mr.____'s letter advising all to absent themselves from the meeting of the Parishad, I hesitated a little before accepting the post. But on reflection I saw that it would not only humiliate the Reception Committee but imperil future Parishads, if I declined. I then accepted it. A perpetual shower of abuse has been since poured on me by a section of the Press, though I recognise with thankfulness the sobriety and good sense of the major portion of it. I have observed complete silence and mean to maintain it, if possible, to the end. I do not think it is necessary for you to do anything more than you have done. It is very kind of you to offer to do it. Perhaps, apart from petty jealousy, the exciting cause in the case of Mr.____is the fact that there are certain expressions in my public

address to the G. V. Society which are misunderstood. It is stated that I have spoken disparagingly of the work of our Gujrati scholars in the Address. All I can say in reply is that I never meant to do so. For instance, I should outrage my feelings before I could utter a word of disparagement of the good work which yourself, Mr. Keshavlal Dhruva, Mr. Lal-shankar, and several others are doing. I see however no reason for the grossly personal attacks made on me. Perhaps it is the rule of the game. I do not much mind them. The controversy shows, however, the necessity of elevating national and individual character.

I will conclude this somewhat lengthy letter by expressing my hearty appreciation of your kind and opportune interposition.

Trusting you and yours are in good health, I remain,

Yours very sincerely.

*Ambalal S. Desai.*

# ( ટિપ્પણુ )

૧. આ પત્રમાં આદિથી અન્ત સુધી સૌજન્ય છે, તે ઉપરાંત પોતાની ન્હાની સરખી શરતચૂક (હીરકોત્સવ વ્યાખ્યાનમાં) થયેલી, જેનો પૂરતો બચાવ પોતે ઘણી સહેલાઇથી કરી શકત, તથાપિ તેમ ન કરતાં તેને સ્પષ્ટ સ્વીકારી તેને ધોઇ નાખવા માટે પૂરતું થાય તે કરતાં પણ વધારે એમણે કાગળના ઉત્તરાર્ધમાં ચાહીને લખ્યું છે, એ સૌજન્ય ઊંચા પ્રકારનું અને વિરલ છે. જાહેરસેવા માટે આગળ ધસતા પુરુષોને માટે, અંબાલાલભાઇ જેવા મોટા માણસ ખરી રીતે આવી એમની સુજનતા અને વિનમ્રતા અને ન્યાયવૃત્તિ+ ને લઇને જ મોટા હતા, એ દાખલો ખાસ સ્મરણીય છે.

૨. "In fact I was paid for the service." આ વાક્ય અંબાલાલભાઇના ઝમાનાની કર્તવ્યબુદ્ધિ (sense of duty સેન્સ ઑફ ડ્યુટી ) અને તે પછી આપણી

---

\+ **Sense of Justice સામાને ચીંધવા જેવું જરાયે નિમિત્ત મ્હારે હાથે અપાયું છે તો it is only fair that I should explain the matter fully, I owe it to the public as a public man એ પ્રકારની sense of fairplay. પણ આપણા દેશમાં આ આવશ્યક ગુણ પૂરતો ખીલી શકતો નથી; કારણ કે એવા ખુલાસાઓ વા સ્વીકારને જ નબળાઇ ગણીને તુચ્છકારનારો અશિષ્ટ વર્ગ આપણામાં મોટો અને વાચાળ છે.**

કર્તવ્યબુદ્ધિ, એ બેની સરખામણી કરવાની આપણને ફરજ પાડે છે. મેં વેતન સ્વીકારીને આ કામ માથે લીધેલું, એટલે તે મ્હારી બધી શક્તિઓ પૂરેપૂરી વાપરીને હું ઉત્તમોત્તમ રીતે કરી આપવાને બંધાયલો જ, એમાં કચાશ આવવા દઉં તો એટલો મ્હારો વિશ્વાસઘાત અને એટલી મ્હારી અપાત્રતા,–એ અંબાલાલભાઇના કથનનો ભાવ છે. છેવટની અને અનુત્તર દલીલની જગાએ આ વાક્ય લખેલું છે, તેમાં આટલો ભાર તેને આ અર્થમાં સમઝિયે તો જ આવી શકે છે. અને એમની પોતાની કર્તવ્યબુદ્ધિ આવી ઊંચી કક્ષાની આદિથી અન્ત લગી એક સરખી હતી જ, એ તો નિર્વિવાદ છે.

એમના પછી ત્રણ દાયકા વહી ગયા છે,–ઈ. સ. ૧૮૯૯ માં એમને પંચાવન પૂરાં થયેલાં ત્યાંથી ગણતાં. ઈ. સ. ૧૯૦૦ થી નોકરીએ ચ્હડેલા વેતનિયામાં આપણે આ ઊંચી કર્તવ્યબુદ્ધિ એવી ને એવી ચાલૂ રહેલી જોઇયે છ, કે આપણે તેનો ઉત્તરોત્તર વિનિપાત જ જોતા આવ્યા છિયે ?

દેશની ચ્હડતીપડતી થાય તેમાં સહસ્ર દશસહસ્રાવધિ વેતનિયાઓની કર્તવ્યબુદ્ધિ ઊંચી છે વા નીચી, અમલદારથી ટપાલિયા લગીના કામદાર લશ્કરમાં દિલ દઇને કામ કરનારાનું પ્રમાણ કેટલું છે અને વેઠ કરનારાનું કેટલું છે, એ વાસ્તવિક કારણ ( vera causa વેરા કૌઝા ) ની અસર માપવી ગમે તેટલી મુશ્કેલ હો, પણ ન્હાની ગણાય એવી છે જ નહીં.

૩. અંગત સંજોગોને લીધે મ્હને મહત્ત્વનો લાગે છે આ કાગળનો વળી ત્રીજો ભાગ. રાજકોટ સત્કારમંડલે એમને પસંદ કર્યા તે પ્હેલાંથી, કારોબારીમંડલના સરનશીન રા. રા. દલપતરામ ભગવાનજી શુકલે પ્રમુખપદ માટે જે તેમ જ લાયક ગણાતાં હોય તેવાં નામ ખાનગી રાહે પોતાને સૂચવવા ગુજરાતી સાહિત્યમાં જાણીતા ગૃહસ્થોને કાગળો લખ્યા. અને તેના પૂરતા જવાબ ન આવતાં, તેવા જવાબો મેળવવા, તેમ પરિષદ્-પ્રવૃત્તિ માટે આખા દેશને ઉત્તેજવાના હેતુથી, હું અમદાવાદ વગેરે સ્થલોની મ્હારી પ્હેલી મુસાફરીએ નીકળ્યો, ત્યારથી માંડીને ભવિષ્યવેત્તાઓએ ગાંઠ વાળી દીધી, કે પ્રમુખ સર્જક (કિંગમેકરની જેમ પ્રમુખમેકર) વ્યક્તિ આ અંબાલાલભાઇ પસંદ થયા ત્યારે વળી આ લોકોએ ડોકાં ધુણાવ્યાં: જોયું, અમે ન્હોતા કહેતા ? શું ન્હાના બાલક છિયે-આ ચૂંટણી એ તો માત્ર બાહ્યાચાર !

પછી તુરત એ પસંદગીઓ (સત્કાર મંડળનાં પ્રમુખ લેખે ને. ના. ગોંડલ રાણી સાહેબની અને આ) સામે શોરબકોર ઉઠયો, અને અંબાલાલભાઇની સંમતિ આવતાં વાર કંઇક વધારે લાગી,-ત્યારે કારોબારીમંડલમાંના બેચાર અગ્રણીઓ પણ ચ્હીડાયા,-કેવો વેદિયો ! વ્હાણ તોફાને ચ્હડાવી દીધું. અમે શું જાણિયે આગળથી નક્કી નહીં કર્યું હોય !

. . . . . .

આમ બે અન્યોન્ય-વિઘાતક આક્ષેપો મ્હારે
એકસાથે આવ્યા, ત્યારે મિત્રભાવે અને પરિષદના હિ
ખાતર આ વાત જે કોઇ ઉચ્ચારતા, તેમને તે વખતે
શું કહ્યું હશે, તે હવે આટલે વર્ષે અહીં લખવાની
નથી. આ કાગળનાં બે ત્રણ વાક્યો જ બધી સ્પષ્ટતા
આપે છે:—

" I never cared for the Presidentshi
તો ચાળીશ વર્ષના છોકરાની શી મગદૂર કે અંબાલાલ
જેવા ચોસેઠ વર્ષના મુરબ્બી સાથે-એવો અધિકાર કો
સોંપ્યો હોય એવી સ્થિતિ જ ન્હોતી તેવે વખતે-એ વિ
મસ્લહત કરી શકે ?

" I was not consulted beforehan
કશા તર્કની જગા જ ન રહે એવું ચોકખું વચન.

" I saw that it would not only hu
liate the Reception Committee but imp
future Parishads, if I declined the offe
then accepted it." અંબાલાલભાઇના જાહેર
ઉપરથી બંધાયલી પ્રતીતિને આધારે જ એમની કર્તવ્ય-
ઉપર શ્રદ્ધા રાખીને એમની પસંદગી થઇ, અને અણ
શોરબકોર ઊઠતાં કુદરતી રીતે જરા ખંચાઇને ત
સેવાબુદ્ધિને જ પ્રધાન ગણીને એમણે હા પાડી, અને પર
કરનારાઓની શ્રદ્ધાને સાચી પાડી.

# જાહેર વિનંતિ.

દિ. બ. અંબાલાલભાઇના **"ભાષણો અને લેખો,"** એ ચોપડીના સ્વામિત્વના માલેકોને વિનંતિ જે આ પ્રથમ એ સંગ્રહમાં પ્રકટ કરવામાં આવેલો **'પ્રવેશક'** હવે છૂટો છપાયો છે, તો એ ચોપડીની ત્રીજી અને તે પછીની આવૃત્તિઓ છપાવતાં તેમાં આને પ્રવેશક લેખે છાપ્યા કરવાની જરૂર નથી.

'શાલોપયોગી' 'સાહિત્યોત્તેજક' આદિ સંગ્રહો માટે માગણીઓ વધતી જાય છે. એવા સર્વ સાહિત્યપ્રેમી બન્ધુઓને વિનંતિ, જે આમાંનું કંઇપણ પોતાના સંગ્રહમાં લેવું, તો તે માટે સ્પષ્ટ લેખી પરવાનગી મેળવીને તેટલું જ છાપવું.

જે કોઇ સંગ્રહમાં આમાંનું લખાણ આજ પ્હેલાં લેવાયું હોય અગર હવે લેવામાં આવે, તે સંગ્રહના માલેકે પોતાની નવી આવૃત્તિ છાપતાં પ્હેલાં નવેસર પરવાનગી માગવી.

**કર્તા.**